# અ ર્પ ણ

જીવનમાં સુવાસ ફેલાવી જેમણે મને
હું છું તે બનાવ્યો તેવાં માતુશ્રી
અ મૃ ત બા ઈ ને

જેમની જીવનમસ્તી મને પીવા મળી
તેવા સ્વપ્નદ્રષ્ટા સમા ભાઈશ્રી
ત્રિભુવન (મસ્ત કવિ)ને

વધુ સાદાઈ, સેવા અને સ્વાર્પણ જેણે
જીવનમાં ઉતાર્યાં હતાં તેવી મારી પત્ની
ગો દા વ રી ને

## બે બોલ

શ્રી હ. પ્રે. ત્રિવેદીનાં કાવ્યો આજે ગુજરાત આગળ ગ્રંથાકારે મોડાં મોડાં પણ રજૂ થાય છે એ વાત, મને આશા છે કે, કવિતાપ્રેમીઓ માટે આનંદનો વિષય ગણાશે. એના પ્રકાશનવિધિમાં મારાથી અલ્પ ભાગ લઈ શકાયો એ હું મારું સદ્‌ભાગ્ય સમજું છું.

આ કાવ્યોનું સંપાદન મેં હાથ પર લીધું ત્યારે મને ખબર ન હતી કે એ કાર્ય આટલું રસપ્રદ નીવડશે. કવિશ્રીએ પુષ્કળ લખ્યું છે અને એમનું લખાણ વ્યવસ્થિત રીતે સાચવી રાખ્યું છે. તેથી જ્યારે પહેલાં તો તેમનાં કાવ્યોની નોટો, નાટક, નવલકથા, જેમાં તેમની વાર્તાઓ પ્રગટ થયેલી એ માસિકોના અંકો, લેખક-મિત્રોના પત્રો, અવલોકનોની કાપલીઓ વગેરેનો મારી આગળ ઢગલો થયો ત્યારે મને એમ થયું કે એ બધું હું ક્યારે વાંચી રહીશ? પણ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ તેના સર્જકના મન સાથે તદ્રૂપતા અનુભવવાનો આનંદ આવતો ગયો. પછી તો આ પ્રથમ પુસ્તક પૂરતી કાવ્યોની પસંદગી કરી, ફરી ફરીથી તે કાવ્યો તપાસી જોયાં, પ્રેસ માટે તેની નકલ તૈયાર કરી, પસંદગી બરાબર છે કે નહિ તે કસી જોવા મિત્રો આગળ તે કાવ્યો વંચાવ્યાં, ટિપ્પણ લખ્યું, એ સર્વમાં એ લખાણ પરાયું છે એવો ભાવ જ મનમાંથી નીકળી ગયો. કવિશ્રીએ તો તેમની લાક્ષણિક સરલતાથી બધું જ મારા પર છોડી દીધું: જેણે ધીરજથી આટલાં વરસ પોતાનાં આ સર્જનને તેમણે અપ્રગટ રહેવા દીધું એવા જ વિશ્વાસથી

કાવ્યોની પસંદગી કે સંખ્યાથી માંડી પુસ્તકના મેટ-અપ સુધીની બધી વાત મને જણાવી. હું આશા રાખું છું કે જે રૂપે આ પુસ્તક પ્રગટ થાય છે તેથી તેમને સંતોષ થશે.

કવિશ્રીના અન્ય ગ્રંથો પણ અનુકૂળતા પ્રમાણે પ્રગટ થતા રહે એવી યોજના વિચારી છે.

જે ગૃહસ્થોએ આ ગ્રંથના પ્રકાશનમાં આર્થિક મદદ કરી છે તેમનો અહીં આભાર માનુ છું.

ખાસ તો શ્રી ઉમાશંકર જોષીએ જે કાળજી રાખીને આ ગ્રંથ માટે અભ્યાસપૂર્ણ પ્રવેશક લખી આપ્યો છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનુ તેટલો ઓછો છે.

ભાવનગર
કાર્તિક સુદ ૧, ૨૦૦૨

નાથાલાલ દવે

## પ્રવેશક

**: ૧ :**

હજી કાઠિયાવાડ એક્સપ્રેસ બંધ થઈ ન હતી. અમે ત્રણ જણ નડિયાદ જતા હતા. મસ્તકવિ બાલાશંકર પર હું કામ કરતો હતો એટલે એમનાં જૂનાં ઘરબાર વગેરે જોવા મળે એ લાલચે હું નીકળ્યો હતો. ગાડી ઊપડવા કરે ત્યાં અમે સ્ટેશને જઈ પહોંચ્યા અને એક ડબ્બાના છેડા પરના નાના ખાનામાં ત્રણે ઘૂસ્યા. હજી ગાડીઓમાં આજના જેવી ભીડ થતી ન હતી.

સૌ શાંત હતા.

ગાડી મણિનગર વટાવીને આગળ ચાલી ત્યાં બારીમાંથી ડોકિયું કરી રહેલા બાળક આ તરફ મોં કરી બોલ્યો: 'બા ! પેન્સિલ આપ ' અદ્ધર વૃક્ષો ઉપર કૂદંકૂદા કરતા વાંદરાઓ એની આંખમાં ભર્યાં હતાં.

'કેમ કંઈ પ્રેરણા આવી ! કવિતા લખવી છે ?' માતાએ સામેથી પ્રશ્ન કર્યો

'કેમ, ન લખે ? જેની બા કવિતા લખે...' મારી પડખે બેઠેલા શિક્ષક જેવા લાગતા ભાઈ બોલી ઊઠ્યા અને

'જેના મામા કવિતા લખનારા !'

એવો સામેથી પડઘો આવતાં જરીક મલકાયા અને બાળુજને પેન્સિલ આપવા ખીસ્સાં ફંફોસવા લાગ્યા. આપતાં આપતાં મેં [illegible]

'અને જેના બાપુજી કવિતા કરનારા !'

'અને દાદાજી પણ!'

આ ટપાટપી દરમિયાન અમે ક્યારના ઊંચેકાન થઈ ગયા હતા. અમને કાંઈક અપમાન જેવું, રહી ગયા જેવું, પણ લાગવા માંડ્યું હતું. અમે ત્રણે જણા એકમેકની તરફ જોતા હતા.

'અને જેની સાથેના મુસાફરો પણ કવિતા કરનારા!' કહી શ્રી સ્નેહરશ્મિ અને શ્રી કરસનદાસ માણેકનો નામાભિધાન-પૂર્વક મેં પરિચય કરાવ્યો. જરીક હાસ્ય અને પરસ્પર જયજયનું વાતાવરણ અમારા કવિ-ખાનામાં ફેલાયું. દરમિયાન હું કાઠિયાવાડને ગામેગામ ફરી વળ્યો, એ કવિતાલાડિલા કુટુંબની શોધમાં. મારી પણ ઓળખાણ અપાતી હતી, ત્યાં આમતેમ નજર કરી છેવટે હિંમત કરીને મેં પૂછ્યું જ:

'તમે ત્રિભુવન ભગ્ત કવિના કંઈ સંબંધી થાઓ?'

એમના ભાઈ હરગોવિંદ પ્રેમશંકર વયોવૃદ્ધ કવિ બેઠા છે એવું સ્મરણ હતું. બીજી બાજુ આ ભાઈબેન તે શ્રી મનોરમાબેન અને શ્રી ચંદ્રકાન્ત મંગળજી ઓઝા ન હોય? અને બને કે બંને કુટુંબો વિવાહ-સંબંધે જોડાયેલાં હોય.

એમ જ નીકળ્યું. પેલો બાલકવિ તે શ્રી હરગોવિંદભાઈનો પૌત્ર હતો.

નડિયાદ આવતાં કેટલી વાર?

ગાડી થંભી. અમે ઊતર્યા. સાક્ષરભૂમિ ગણાતા એ નગુણા નડિયાદે એ દિવસે આખો નાનકડો ડબ્બો ભરેલા કવિઓ પોતાને આંગણે આવી ચડ્યા હતા—એ વાતની નોંધ સરખી ન લીધી!

*

કવિશ્રી હરગોવિંદ પ્રેમશંકરની જીવનકવિતાના એક મધુર સર્ગનું એ દિવસે જરીક દર્શન થયું એ જ. હજી એમને એમનાં કાવ્યો દ્વારા જ ઓળખું છું. બાલાશંકરનું કાર્ય યત્કિંચિત્ પૂરું

કર્યું ત્યાં જ સૌરાષ્ટ્રના બીજા એક મસ્ત કવિનાં કવિમધુરી મસ્ત-વત્સલ કવિતાનો પરિચય કરાવવાનું પ્રાપ્ત થયું એ પણ એક વિધિનો યોગ જ ને?

આપણા સાહિત્યમાં 'મસ્તકવિ' તરીકે બાલાશંકર અને ત્રિભુવન કવિ એ બે જણા જ ઓળખાય છે. અને એ ઠીક છે. પણ તત્કાલીન અને અનુગામી બધા ગઝલકવિઓ–મણિલાલ, કલાપી, હરગોવિંદભાઈ, સાગર–બધા જ મસ્તકોટિના કવિઓ છે. તે ઉપરાંત તે તે કવિની બીજી આગવી વિશેષતા પણ ખીલેલી દેખાય છે. મણિલાલમાં અભેદોર્મિ તેમ આ કવિની વિશેષતા વાત્સલ્ય સમન્વય છે.

આ કાવ્યો ત્રણચાર દસકા પૂર્વે પ્રગટ થવાં જોઈતાં હતાં. તેમ નથી થયું એ કમભાગ્ય છે. પણ આજે આટલે વર્સે ય એ પ્રગટ કરવા જેવાં છે એ ઘટના આ કવિની કવિતાનું સૌભાગ્ય સૂચવે છે. કવિએ જીવનકાળમાં જમાનાના ઘણા રંગો જોયા હશે. પણ એમની કવિતામાં તો ચિરંતન ઝનકવાળા રંગો જ ઝિલાયા છે. તે રંગો છે અપરિમિત પ્રેમની, નિસ્તલ વાત્સલ્યની, મગરૂ મૃત્યુમાધુરીની ભાવનાઓના હૃદયની નિર્દંભ સરલતાથી આ કાવ્યોમાં એ રજૂ થયા છે.

: ૨ :

પ્રથમ આપણે રુબાઈયાત જોઈએ.

રુબાઈયાત એ રુબાઈ શબ્દનું બહુવચન છે. રુબાઈ એટલે ચાર પંક્તિનું કાવ્ય ચતુષ્પદી, ચોપાઈ આ કાવ્યપ્રકાર ફારસીમાં ઉમર ખય્યામ (૧૦૪૮–૧૧૩૨)× ના હાથે ખૂબ ખેડાયો છે,

× મૌલાના સૈયદ સુલેમાન નદવીએ આનો સમય ખય્યામ એટલે તંબૂ બનાવનાર, પણ તે માત્ર અવટંક હોવાનો સંભવ છે.

એટલે રુબાઇયાત માટે એ મશહૂર છે આાસો વર્ષ ઇંગ્લૅન્ડમાં સમાનધર્મા ફિટ્ઝ જેરલ્ડ (૧૮૦૯–૧૮૮૩) ઉત્પન્ન થયો રુબાઇયાત જોઈ એના હૃદયે ઉદ્ગાર કર્યો 'ખય્યામના નિશ્વાસમાં મારૂં સમાશ્વાસન છે.' એણે એને અંગ્રેજીમાં ઉતારવા પ્રયત્ન કર્યો ફિટ્ઝજેરાલ્ડના મુક્તાનુવાદે રુબાઇયાતને વિશ્વવિજય અપાવ્યો.

આપણા અનુવાદક પામેલા પત્રો ઉપરથી જણાય છે કે સ્વ. હાજીમહમદનો એક મુખ્ય શોખ તે ખય્યામની રુબાઇયાત મૂળ રુબાઇયાત અનુવાદ સાથે આપવાની એમની ખ્વાહિશ હતી તેમાં પોતે કરેલો અનુવાદ આપીને બેસી રહે તો તો એ હાજીમહમ્મદ નહિ એ ગુણાનુરાગી સાહિત્યભક્ત શ્રી હરગોવિંદ કંથને વીનવે છે કે તમારો અનુવાદ મને આ બધાની સાથે છાપવા માટે આપો. કમનસીબે એમની ઇચ્છા બર આવી નહિ (પત્ર ૨૨–૧–૧૯૧૩) આ અનુવાદ પણ આજે જતો બહાર આવે છે અમરેલીવાળા એક ગૃહસ્થના અનુવાદનો સ્વ હાજીમહમ્મદ ઉલ્લેખ કરે છે. દસકા પહેલાં 'પ્રસ્થાન'માં પણ એક અનુવાદ પ્રગટ થતો હતો ખય્યામના અનુવાદોમાં રુસ્તમ પેસ્તનજી ભજીવાલાનો માત્ર ૪૦ રુબાઈનો અનુવાદ ગ્રંથરૂપે મળે છે ઉર્દૂ, હિંદી, બંગાળી, મરાઠી, આદિ ભાષાઓમાં રુબાઇયાતના અનેક અનુવાદો છે અને મરાઠીમાં તો ફારસીના નિષ્ણાત અને પ્રથમ પંક્તિના કવિ તથા ઉત્તમ છંદોજ્ઞ સ્વ માધવ જ્યુલિયનના 'દ્રાક્ષકન્યા' (અંગ્રેજી ઉપરથી) અને 'ઉમર ખય્યામ કૃત રુબાયા' (ફારસી ઉપરથી) એમ બે નિતાન્તશ્રદ્ધેય અનુવાદ છે આ રીતે ત્યાં ખય્યામના અનુવાદોની દિશામાં આ પ્રકાશન એક સુંદર મંગળ રભ છે.

આ અનુવાદ ફિટ્ઝજેરલ્ડની પ્રથમ–૧૮૫૯ની આવૃત્તિની ૭૫ રુબાઈઓ છે ફિટ્ઝજેરલ્ડે પછી ૧૮૬૮ની બહુ મઠારેલી આવૃત્તિમાં ૧૧૦ રુબાઈઓ આપી હતી, અને ફરી કાપકૂપ કરી

૧૮૭૨ અને ૧૮૭૯ની ઉલ્લી આવૃત્તિમાં ૧૦૧ રુબાઈ આપી હતી. દ્વિતીય આવૃત્તિમાં પ્રથમ રુબાઈની જ છટા મારી ગઈ છે, પણ એકંદરે કૃતિની પ્રવાહિતાને લાભ થયો છે ત્રીજી આવૃત્તિ તો નિકૃષ્ટ મનાય છે પ્રથમ આવૃત્તિની ૭૫ ચતુષ્પદીઓનો જ એક મનોરમ મુક્તકમાળા તરીકે પ્રચાર છે અને એકંદરે અનુવાદક એને જ વળગી રહે તો ખોટું નથી.

ફિટ્ઝજરાલ્ડ અનુવાદકૃતિની અત્યંત લોકપ્રિય નીવડી છે, તેમ છતાં ઠીક ઠીક તડકીછાંયડી એને જોવી પડી છે. અનુવાદમાંથી આઘાતકર નહિ એવી થોડીક રુબાઈઓ ફ્રેઝરના માસિકને મોકલવામાં આવેલી તે બે વરસ છપાયા વગર જ પડી રહી! પછી ૧૮૫૯માં ફિટ્ઝજરાલ્ડે પોતને ખરચે તેની અનુવાદકના નામનિર્દેશ વગરની આવૃત્તિ બહાર પાડી. પણ તે એક પત્રમાં ફરિયાદ કરે છે તેમ એ પુસ્તકને કોઈ ગ્રાહક હાથમાં ઝાલવા તૈયાર ન હતું. પુસ્તક વેચનારે આઠેક વરસ સંઘરીને એ નકલો એક એક પેનીમાં વેચાવા કાઢી નાખી. ત્યાં એનું નસીબ ફર્યું. કવિ રોઝેટી એવી એક પેનીની નકલ લઈ આવ્યા અને સર્વત્ર મુક્તકંઠે પ્રશંસા કર્યા વગર એમનાથી રહેવાયું નહિ અને રુબાઈયાતનો પ્રચાર વધ્યો. થોડાં વરસોમાં તો એ સ્થિતિ આવી ગઈ કે એની તરેહતરેહની સચિત્ર ભારે ભભકાવાળી આવૃત્તિઓ નીકળવા માંડી. ઑક્ સ્ટેડ વજનની ૧૮૮૪ની વેડર આવૃત્તિ ૧૭ ૩/૪ × ૧૫ ઈંચ છે તો ૧૯૦૦ની કૅલમ્પસ આવૃત્તિ ૨/૬ ચોરસ ઈંચ જેવડી ટચુકડી છે ૧૯૧૨માં મહાન આગબોટ ટાઇટનિક ડૂબી ત્યારે તેમાં હજાર પૌંડની રુબાઇયાતની એક રત્નજડિત નકલ પણ સાથે જળમાં પોઢી હતી. ફિટ્ઝજરાલ્ડની કામવાળી બાઈની સહીવાળી એક જૂની પ્રત ૨૦૫૦ પૌંડની કીમતે વેચાઈ હતી! ૧૮૯૨માં 'ધ ઓમર ખય્યામ ક્લબ ઑફ લન્ડન' સ્થપાઈ અને પછી તો ઠેરઠેર એવી ક્લબો

ઊભી થઇ રુબાઇયાત તરફની ભક્તિની પરાકાષ્ઠા તો લંડનની કલમે યોજેલી એક અનોખી અંજલિમાં જોવા મળે છે. વિલિયમ સીમ્પસન નામનો એક રુબાઇભક્ત ઇરાનમાં નીશાપુરમાં આવેલી ઉમર ખય્યામની કબર પાસે ઊગેલા ગુલાબના છોડની કલમ કરી લાવ્યો અને તેને કલમના સૌ સભ્યો ૧૮૯૩ના ઓકટોબરની ૭મી એ ફિટ્ઝગરલ્ડની કબર પાસે રોપી આવ્યા. પશ્ચિમની સુધરેલી દુનિયા મા રુબાઇયાતનો પ્રચાર બાઇબલથી બીજે નંબરે ગણાવા લાગ્યો.

હવે વાચકને એ જાણીને આશ્ચર્ય થશે કે ફારસીના કોઈ કોઈ વિદ્વાનોને મતે તો ફિટ્ઝગરલ્ડે આપેલી રુબાઇઓમાંથી એક પણ એ રૂપમાં મૂળ ખય્યામની છે કે કેમ તે શંકા પડતી વાત છે એટલુ જ નહિ પણ ખય્યામને નામે ચઢેલી ફારસી (તેમજ કેટલીક અરબી) રુબાઇઓમાથી ખુદ ખય્યામની કેટલી તે પણ ભારે વિવાદનો પ્રશ્ન છે રુબાઇઓની સખ્યા બોડલિયન લાઇબ્રેરીની હપ્ર (હસ્તપ્રત) પ્રમાણે ૧૫૮ની, અને બ્રિટીશ મ્યુઝિઅમ અને કલકત્તા રૉયલ એશિયાટિક સોસાયટીની હપ્રો પ્રમાણે ૫૦૦ આસ-પાસ છે. હિરોન્સન ૧૨૧ની સખ્યા લેખે છે. મિસ કેડેલે ૧૮૮૨માં બહુ ખતભર્યા સશોધનથી ૧૨૦૦ની સખ્યા નક્કી કરીને તેમાંની ૨૫૦–૩૦૦ જેટલી ખય્યામની હશે એમ અભિપ્રાય આપ્યો હતો વિખ્યાત જર્મન ફારસી વિદ્વાન ડૉ ફ્રેડરિક રોઝન કહે છે કે ઉમરની હજારેક રુબાઇયાતોની ઝીણી તપાસ કર્યા પછી પોતે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે ફિટ્ઝગરલ્ડની ૨૨ કરતાં વધારે રુબાઇઓ ઉમરની ગણી શકાય નહિ તેમ છતાં એમનુ કહેવુ છે કે, બાકીનીમાથી પણ ઘણીખરી ખય્યામની બનાવેલી હશે.

આ સજોગોમા ફિટ્ઝરાલ્ડની અનુવાદકૃતિ વિષે બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે, જે આપણને અત્રે પ્રસ્તુત છેઃ

[૧] અનુવાદકૃતિમાના કાવ્યતત્ત્વની બેહદ આકર્ષકતા અને

લોકપ્રિયતા પાછળ મુખ્ય હિસ્સો કોનો ફિટ્ઝરાલ્ડનો કે ખય્યામનો? અને

[૨] એમાંની ફિલસૂફી માટેની પણ જવાબદારી કોની, ફિટ્ઝરાલ્ડની કે ખય્યામની?

એક વાત તો ઉઘાડી જ છે કે ફિટ્ઝરાલ્ડે પોતાને મળેલા સંગ્રહ ઉપરથી મુક્ત અનુવાદ જ કર્યો હતો. સુમારે પચાસ રુબાઇઓનો મૂળ રૂબાઈઓ સાથે સંબંધ શોધી શકાય છે. બાકીની સાઠમાંથી કેટલીકનો એક કરતાં વધુ રુબાઈઓ જોડે સંબંધ જડે છે. અન્ય ફારસી કવિઓ હાફિઝ અને અત્તારની કવિતા સાથે પણ ફિટ્ઝરાલ્ડની કેટલીક—આ ખય્યામની 'કહેવાની'-રુબાઈઓને સંબંધ નીકળે છે. આમ તેણે કયાંકથી ભાવ, કયાંકથી વિચાર તો કયાંકથી ઉપમાલંકાર ઉપાડીને એમાં પોતાનું ઉમેરણ કરી નવી જ રચના કરી છે. એનું એને પૂરું ભાન પણ છે. પોતાને પ્રેરનાર પ્રો. કૉવેલને તે લખે છે: 'આ ફારસી કવિઓ જોડે જેમ ફાવે તેમ છૂટો લેવાની ભારે રમૂજ પડે છે. મને તો લાગે છે કે આવી સફરો :આડે ભય ઉપજાવે એવડા બધા એ લોકો કવિઓ છે જ નહિ અને તેમને ઘાટઘૂટ આપવા માટે થોડીક કળાની જરૂર છે...હું ધારું છું કે અનુવાદમાં મેં લીધી છે એટલી તકલીફ બહુ ઓછા લોકોએ લીધી હશે, જોકે બેશક માગે અનુવાદ શબ્દશઃ નથી. કૃતિ જીવંત બને તે માટે મારો પરિશ્રમ છે. મૂળમાંનો ઉત્કૃષ્ટ પ્રાણ અનુવાદમાં ઊતરવો અશક્ય હોય તો આપણે નિકૃષ્ટ પ્રાણ તેમાં દાખલ કરીએ તો ચાલે એવો મારો અભિપ્રાય છે. મસાલો ભરેલા મૃત ગરુડ કરતાં સજીવ સમળી સારી '

આ કાટછાંટ અને ઘાટઘૂટ કરતાંયે ફિટ્ઝરાલ્ડનો મોટો ફાળો તો એ છે કે છૂટી છૂટી વેરવિખેર પડેલી રુબાઈઓને બદલે એણે પોતાનાં વીણેલાં મુક્તકોને એવા ક્રમમાં ગૂંથ્યાં કે આખી

વસ્તુ એક માળાની એકતા-(Unity)-યુક્ત સુરેખ આકૃતિ ધારણ કરી શકી. કૃતિના કાવ્યત્વને માટે આ એક મોટી સિદ્ધિ હતી.

આ ઉપરાંત એક અજબ કસબીની અદાથી એણે એકએક ચતુષ્પદીને ઘડી છે. એકએક રુબાઈ જડિયાની કળાની યાદ આપે છે. એકએક મુક્તક તે પાણીદાર મૌક્તિક જ જોઈ લો. શબ્દ-સંદર્ભનું ઔચિત્ય અનવદ્ય છે. અને સૌથી આશ્ચર્યકર તો છે એના છંદની મદલોલ લયમાધુરી. એણે અસલ ફારસી છંદરચના પ્રમાણે પહેલી, બીજી અને ચોથી પંક્તિના પ્રાસ રાખ્યા અને ત્રીજી પંક્તિને અદ્ધર રમતી મૂકી દીધી. આ નિર્બંધલહરી અને મદમન્થર ચતુષ્પદીઓની તરંગગતિ અંગ્રેજી કવિતામાં અપૂર્વ હતી એમ સેઇન્ટ્સબરી સ્વીકારે છે. 'એનુ સંગીત પ્રથમ પંક્તિમાં ગોભરાવા માંડે છે, બીજી પંક્તિમાં તે સબળ અને સભર બને છે, હવામાં ગુંજતી રહી ગયેલી ત્રીજી પંક્તિ જેનો પ્રાસ બીજી કોઈ પંક્તિમાં પકડવામાં આવતો નથી તેમાં તે ધીરે ધીરે નમ્રે ઊતરે છે અને ચોથી પંક્તિમાં તે વિલય પામે છે-ઘણુંખરું તો મધુર, આર્દ્ર, વિલમ્બિત સુરાવટ સાથે' ટાગોર યોગ્ય જ કહે છે કે 'એ૨ પ્રધાન જિનિષટા વસ્તુ નય, ગતિ'—આમાં પ્રધાન ચીજ તે વસ્તુ નહિ. ગતિ છે. આ ગતિને શબ્દસ્થ કરી આપી એમાં જ ફિટ્ઝરાલ્ડનો મહાન વિજય થયો છે.

તો, રુબાઇયાતની એક કાવ્ય તરીકેની આકર્ષકતા તો ફિટ્ઝરાલ્ડને વધુ આભારી છે એમ કહેવાનું પ્રાપ્ત થાય છે. એની લોકપ્રિયતા વિષે બીજા પ્રશ્નના ઉત્તરમાં નિર્દેશ થશે. એટલું અહીં નોંધીએ કે વચ્ચે દુનિયાને રુબાઇયાતનું જે ઘેલું લાગ્યું હતું એ સ્થિતિ હવે આજે રહી નથી. અને તેમ છતાં એક મનહર કાવ્યકૃતિ તરીકે એને અંગ્રેજી કવિતામાં પોતાનું યોગ્ય-ઉચ્ચ-સ્થાન મળી ચૂક્યુ છે અને એક દિલચસ્પ ઊર્મિકાવ્ય તરીકે

સદા લોકપ્રિય રહેવા નિર્માઈ છે.–અને તે ફિટ્ઝરાલ્ડે એને અર્પેલી અમોઘ કાવ્યમત્તાને કારણે જ.

રુબાઈયાતની ફિલસૂફીનો સવાલ કાંઈક તકરારી છે. પણ ફિટ્ઝરાલ્ડની અનુવાદકૃતિનો તો ધ્વનિ સ્પષ્ટ છે, હિંદના ચાર્વાક કે લોકાયતમતને અથવા ગ્રીસના એપિકયુરસના મતને અનુસરનારા સુખવાદીઓનો આશય એમાંથી નિરંતર સ્ફુર્યા કરે છે. ચાર્વાકીઓની ગાથા છેઃ 'હે જાતશોભના, પી, ખા. હે વરગાત્રી, જે ગયું તે તારું નથી. હે ભીરુ, ગયું તે પાછું આવતું નથી. આ કલેવર છે ત્યાં સુધી જ છે.' ફિટ્ઝરાલ્ડે પણ રુબાઈયાતનો પ્યાલો મદિરા અને મદિરાક્ષીની વાતોથી છલકાવી દીધો છે. મદિરા તે ફારસી કવિતામાં એક પ્રતીક તરીકે આવે તે. પણ અહીં તો અંગૂરી શરાબનો, અને નહિ કે શરાબે તહૂર (સ્વર્ગના પાક–આધ્યાત્મિક શરાબ)નો, મહિમા છે. ફિટ્ઝરાલ્ડે પ્રથમ આવૃત્તિમાં ચોખવટ પણ કરી છે કે 'લોક માનતા આવ્યા છે અને કેટલાક વિદ્વાનોનો પણ એમ મત છે કે ઉમર સૂફી હતો. જેમની ઇચ્છા હોય તે શરાબ અને સાકીને રૂપકો તરીકે સમજે. બાકી, અન્ય વાચકો તો મારી જેમ એમ માનવામાં જ સંતોષ લેશે કે ઉમર જેનું અભિનંદન કરે છે તે શરાબ તે અંગૂરનો તો છે જ, પણ પોતે જેટલી એની બડાશ હાંકે છે એટલો એ બિચારો પી શક્યો લાગતો નથી.'

પશ્ચિમના વિદ્વાનો ઉમરને સૂફી ગણવામાં શિથિલ છે. સદ્ગત ડૉ. નિકોલ્સન 'મુસ્લિમ રહસ્યવાદ'માં કહે છે કે 'ઉમર કેટલીક ચિત્તાવસ્થાઓમાં રહસ્યવાદી હતો, પરંતુ સૂફીવાદમાં માનવા કરતાં તેણે વધુ તો તેની સાથે રમત કરી છે.' ઓટો રોથફિલ્ડ તો ખય્યામ ઉપરના ગ્રંથમાં, સૂફીવાદની અસરવાળી રુબાઈઓ તે ઉમરની નહિ પણ પ્રક્ષિપ્ત ગણવા એટલા સુધી કહે

છે. આમ, પશ્ચિમી વિદ્વાનો ઉમરની ગણના કેવળ 'અંગૂરની લડકી'ના ગુલામમાં જ કરે છે.

ઇસ્લામી આલમમાં શરાબ નાપાક ગણાય છે, અને તેમ છતાં મહાન ધર્મિષ્ઠ સૂફીઓના ઉદ્‌ગારો જે શરાબ અને સાકીનાં રૂપકો દ્વારા બહાર આવ્યા છે તેને ઇસ્લામી આલમે અપનાવ્યા છે એટલું જ નહિ, હૈયે સ્થાપ્યા છે. ખય્યામની જ વાત કરીએ તો અકબરે એકવાર એની ઉપર આફરીન પોકારીને કહ્યું હતું કે હાફિઝની હર ગઝલ પછી ઉમરની એક એક રુબાઈ રાખી હોય તો જ પૂરી મજા આવે. અને હાફિઝની શરાબશાયરી તો ધર્મચુસ્ત એવો આલમગીર પણ, એની ખૂબી સમજવી એ જેવાતેવાનું કામ નથી એમ કહેતો, હમેશાં પોતાને ઓશીકે રાખતો. શરાબને વાચ્યાર્થમાં જ લઈ નહિ શકાય.

આપણી વૈષ્ણવી કવિતા જોતાં વાત તરત સમજાશે. એમાં ક્વચિત્ માનુષી અનુરાગનું વર્ણન હોય એવું દેખાશે, પણ ક્યારેક એ અનુરાગ ગાઢ અને અતાગ બની એવી પરાકોટિએ પહોંચેલો એ કવિતામાં મળે છે કે એવી આરત એક મનુષ્યની અન્ય કોઈ પણ મનુષ્ય માટેની હરગિજ હોઈ ન શકે, કોઈ લોકોત્તર પરમાત્મતત્ત્વ માટેની જ હોઈ શકે એવી સહજ પ્રતીતિ થઈ રહે છે. તેમ જ ફારસી કવિતાનો શરાબ તે કેટલીક વાર અંગૂરી શરાબ ભલે દેખાય, પણ એનો કેફ, એનો છાક, એની ઉન્મત્તતા ક્યારેક એટલી ગહરાઈથી વર્ણવાય છે કે એવી ઉન્મત્તતા આપવાની કોઈ પણ અંગૂરી શરાબની તાકાત નથી; એ ઉન્મત્તતા તો એક દૈવી—આધ્યાત્મિક—શરાબ જ આપી શકે ઉચ્ચ આધ્યાત્મિક અનુભવને વાણીમાં—કવિતામાં મૂકવા જતાં ઉત્પન્ન થતી આ એક મુશ્કેલી છે. વાણી—કવિતા પ્રતીક દ્વારા પોતાનું કામ કાઢી લેવા કરે, ત્યાં જો પ્રતીકને જ જડતાથી પકડી બેસવાનો પ્રયાસ થાય તો તો આખી વાત જ મારી જાય.

આધ્યાત્મિક અને ભૌતિક બને અર્થ કવિ રજૂ કરે છે, બંનેમાંથી રુચે તે સ્વીકારો, એવો આવા ઉદ્ગારોનો આશય છે,' —એમ કહેતાં પણ તેમને અન્યાય થાય. ફિટ્ઝરાલ્ડે પોતે પણ બીજી આવૃત્તિમાં આટલું તો સ્વીકાર્યું હતુંઃ 'આધ્યાત્મિક અને વૈષયિક એ બેનો સંગમ કરવો એ કવિને અત્યંત સુગમ છે, કેમકે લોક જેટલા સંશયોત્સુક છે તેટલા જ ધર્મઘેલા પણ છે. તેમને મન ઇંદ્રિયસંવેદન જેટલું રુચિકર છે તેટલી જ સૂક્ષ્મ તત્ત્વચિકિત્સા પણ પ્રીતિકર છે, અને આ બંનેનો ગોટાળો કરી દ્વિઅર્થી કાવ્યવાણીની પાંખે સ્વર્ગ અને પૃથ્વી, પરલોક અને ઇહલોક એ બંનેમાં સુખથી સેલારા લેતા રહેવામાં તેમને ભારે આનંદ આવે.' આમ, ઉભયતઃ વિહારની શક્યતાનું કથન એમાં શોધવું એ પણ બરોબર નથી, કેમકે આધ્યાત્મિકતા અને વૈષયિકતા લાંબીવાર એકીસાથે ટકી શકે નહિ. એકની તરફની વફાદારી જાળવતાં અન્યને બેવફા થઈ જ ચૂકયો એમ સમજવું. વાત એમ છે કે એકંદરે ફિટ્ઝરાલ્ડ પ્રથમને અને ખય્યામ બીજીને બેવફા નીવડેલો જોવામાં આવે છે.

રહસ્યવાદી કવિઓ ( Mystics )ની પદ્ધતિ ખય્યામે અખત્યાર કરી છે. આ કવિઓ પહેલાં પૂછે છેઃ તમને મદિરાનો ચસકો લાગ્યો છે ને? તમને મદિરાક્ષીની લગની લાગી છે ને? તમને શરાબની, પ્રેમિકાની ચોટ તો વાગી ચૂકી છે ને? એટલો અનુભવ તો તમારી ઉપર ગુજરી ચૂકેલો છે ને!—તો આવો, શરાબની ઉન્મત્તતા શી ચીજ છે તે બતાવું. પ્રેમની નિરતલ ગહનતા કેવીક હોય છે તે જરી દેખાડું. અને પછી એ ઉપર કહ્યું તેમ, એવી ઉન્મત્તતાનો ખ્યાલ કરાવે છે, જે ઉન્મત્તતા ઉપજાવવાની બગીચાની બિચારી દ્રાક્ષની ગુંજાશ નથી, એવી પ્રીતિના સાક્ષાત્કારનો પરિચય કરાવે છે, જે પ્રીતિનો આધાર થવાનું કોઈ માનુષી પ્રિયાનું ગજું નહિ. વૈષયિક વાત છે તે શરૂમાં

અને એક સાધન તરીકે—ગાનાર જાણે છે કે સાંભળનારને સહજમાં સમજાય એવી સ્વાનુભવની એ વાત છે માટે યોજાય છે. અને ધ્યેય તો છે આધ્યાત્મિકતાનું સૂચન, એ વાત નિઃસંશય છે.

ખય્યામે અંગૂરી શરાબની, દુન્યવી પ્રેમની, પણ વાત કેટલે ઠેકાણે નથી કરી એમ નથી. પણ એ ત્યાં જ આસન જમાવીને બેસી ગયો નથી. અંગૂરી શરાબની વાતમાંથી એનું દિલ ઊડી જઈને આખરે 'શરાબે તહૂર ની વાતમાં જઈ ઠર્યું' છે. છેવટની વફાદારી એણે આધ્યાત્મિકાને જ અર્પી છે. કહે પણ છેઃ 'હે દિલ! શરાબ અને માશુકની સાથે રહે. દગો દંશ નહિ અને ડોળ કરીશ નહિ. જો તું અહમદને અનુયાયી હોય તો એ હોજનો શરાબ પી કે જેને સાકી મુર્તઝા (મહમદ પયગમ્બર) છે*

તો, ફિટ્ઝગેરલ્ડની અનુવાદકૃતિમાં જે કેટલા મદિરા મદિરાક્ષી આદિની સુખવાદી ફિલસૂફી છે તે અનુવાદકની જ લેખાવી જોઈએ, ખય્યામને ગળે એ રૂપમાં એ પહેરાવવી ઉચિત નથી.

નાસ્તિકતા અને પ્રભુદ્રોહ, એ તો ફિટ્ઝરાલ્ડની પોતાની જ ચીજ છે, ખય્યામ ઉપર એ આરોપવી એ તો એને એની ગુફામાં નિગારોલી કબરમાં ઊંચો નીચો કરવા જેવું જ થાય. પ.મા રૂબાઈના વિચારોની ધૃષ્ટતા ગજબની આકર્ષક છે. ટામસ હાર્ડીએ પોતાના અંતકાળે પત્ની પાસે એનો પાઠ કરાવેલો. પણ બારમા સૈકામાં એક પાક મુસ્લિમના મોંમાં એ ભાવના અકલ્પ્ય સરખી છે. એ તો ફિટ્ઝગેરલ્ડના દિમાગની જ અમની મના છે.

Oh Thou, who Man of baser Earth didst make,
And who with Eden didst devise the Snake;
For all the Sin wherewith the Face of Man
Is blacken'd, Man's Forgiveness give—and take!

* આર્ય વિદ્યાવ્યાખ્યાનમાળા પૃ. ૧૩૦

—પાપથી ખરડાય એવા માણસને તેં બનાવ્યો તો (તેને માફી તું આપ તો ખરો જ પણ સાથે સાથે) એની માફી તું સ્વીકાર!

આને મળતી રુબાઈ હું જે શોધી શક્યો છું તે પણ ઓછી કાવ્યમય નથી, પણ તેમાં વિપક્ષભાવ-પરકીયભાવ નથી. આત્મીયતાભર્યો-લાડભર્યો ઉદ્ગાર છે:

When time is spent out, space will have no mark
When Suns are blown out, light is turned to dark—
I'll grasp Thy skirts, my beloved Lord ! and ask:
"Why didst Thou make this all so stiff and stark?"

—સ્થળકાળ શમી જશે અને સૂર્યચંદ્ર હોલવાઈ જશે ત્યારે તારો પાલવ ઝાલી લઈને તને હું પૂછીશ: પ્રિયતમ! તને આ બધું આવું રચવું કેમ રુચ્યું!

અર્થાત્, ખય્યામમાં વસ્તુસ્થિતિ પરત્વે લડાયક પ્રશ્ન છે, શંકા નથી; કહો કે ગર્ભિત હળવો ઠપકો છે, થપાટ નથી. વસ્તુસ્થિતિનો સ્વીકાર છે, સામનો નથી.

એની શ્રદ્ધા તો એને હૃદયસમર્પણ કરાવે છે:

O Lord, impart to me but this much grace;
My heart, which is thy gift, with thee I lay.*

ત્યારે, રુબાઈયાતની ફિલસૂફી વિશે એટલી વાત સ્પષ્ટ તરી આવે છે કે તેમાં સુખવાદ જે રીતે ઠાંસીને ભરવામાં આવ્યો છે તેને માટે અને નાસ્તિકતા માટે ફિટ્ઝરાલ્ડ જવાબદાર છે, ખય્યામની મૂળ કૃતિઓનો પ્રધાનસૂર એ હરગિજ નથી.

---

✓× 'The Nectar of Grace' સ્વામી ગોવિંદતીર્થનું સંપાદન અને ભાષાંતર. (૧૯૪૧: પ્રકાશક કિતાબિસ્તાન, અલાહાબાદ.) પૃ. ૧૦ ૧૦૬૯ રુબાઈઓનો આ સંગ્રહ અદ્ભુત છે.

* The Nectar of Grace : પૃ. ૮૩.

ભૂમિતિની પરિભાષામાં કહીએ તો ખય્યામની અનુભૂતિ એક વર્તુલ સમી છે જેના પરિઘ ઉપર મદિરાની પ્યાલીઓ છે, ફિટ્ઝરાલ્ડ ખય્યામની અનુભૂતિના માત્ર પરિઘને એક સ્પર્શરેખા (tangent)ની પેઠે સ્પર્શી ચાલ્યો ગયો છે, વર્તુલના મધ્યબિંદુમાં વિરાજતી આધ્યાત્મિકતાને સ્પર્શવાનો એ ગતિમાં અવકાશ જ સંભવતો નથી. એટલે મદિરા આદિની વાત પૂરતો જ–એટલે પૂરતો જ–ફિટ્ઝરાલ્ડ ખય્યામને સ્પર્શ્યો છે. બાકી એના કાવ્યમાં એણે પોતાની અનુભૂતિ, પોતાના મનની વાત જ મૂકી છે, એ સચોટપણે મૂકવામાં ખય્યામ વગેરે ફારસી કવિઓ એને ઠીક કામમાં આવી ગયા. એ અનુભવ ફિટ્ઝરાલ્ડનો જ નહિ, બલ્કે સાગ જમાનાનો, ૧૯મી સદીના ઉત્તરાર્ધના પશ્ચિમી જગતનો છે. વિજ્ઞાનની અસ્મિતા યુરોપને બહોળા હાથે મળી હતી. સૃષ્ટિના રહસ્યસાગરના મંથનમાંથી વિવિધ સુખકર પ્રલોભક રત્નો સાંપડ્યે જતાં હતાં, લક્ષ્મી ઉદ્ભવી હતી, ઉર્વશી નેત્રથી નિમંત્રી રહી હતી. હજી હલાહલો–વિરાટ યુદ્ધો રૂપે–ઊભરાવાં બાકી હતાં. સુખનો આધાર યુરોપની છાતી પર જામ્યો હતો. સુખનો અતિરેક, સુખનો છાક, એમાંથી કોઈ મધુકરુણ નિર્વેદ અંકુરિત થતો હતો. એના અર્ધનિદ્ર, માદક, ધૃષ્ટ, રસિક ઉદ્ગારો ફિટ્ઝરાલ્ડની રુબાઇયાતમાં ઝિલાયા છે.

પોતાના જમાનાની ભાવનાને દૂરના સ્થળ અને કાળમાં અને તે પણ રંગદર્શી લોકો માટે પંકાયેલા પૌરસ્ત્ય (ઓરિયેન્ટલ) પ્રદેશ–ઈરાન–માં રોપવામાં આવતાં તેનું જાદુ બેવડાયું. એ ઘટનામાં એની અનહદ લોકપ્રિયતાનું કારણ પણ મળી રહે છે.

બે મહાન કવિઓ, ટોમસ હાર્ડી અને એ. ઈ. હાઉસમન ઉપર રુબાઇયાતની ફિલસૂફીની ઘેરી અસર હતી. પણ પ્રથમ વિશ્વયુદ્ધ પછીની યુરોપીય ભાવનાઓમાં ફિટ્ઝરાલ્ડી ભાવના નહિવત્

થઇ છે. ભૌતિકવાદીઓના બાઇબલ તરીકે રુબાઇયાત પૂજાતી તે વખત પૂરો થયો છે અને એક ચોટદાર અનોખા ઊર્મિકાવ્ય તરીકેનું સ્થાન એને મળી રહ્યું છે. પંક્તિએ પંક્તિનો કે શ્લોકે શ્લોકનો સાંગોપાંગ અનુવાદ અપાયો નથી તો પછી, આ અનુવાદકૃતિને અનુવાદ કહી શકાય? અથવા અનુ-કૃતિ કે અનુ-સર્જન પણ? અંતર્તત્ત્વના મૂલગત ફેરને કારણે તો તેને સ્વતંત્ર સર્જન, નવી જ કૃતિ લેખવાનો પ્રસંગ આવે. ફારસી કવિતાનો માત્ર સામગ્રી તરીકે જ ઉપયોગ કર્યો હોય અને કૃતિને પ્રાણિત કરનાર તત્ત્વ જો પોતીકું આગવું જ હોય તો તો શકુન્તલોપાખ્યાન ઉપરથી શાકુન્તલ રચાયું તેને જે અર્થમાં સ્વતંત્ર કલાકૃતિ કહીએ છીએ તેવું જ આ દાખલામાં પણ કહેવાનું પ્રાપ્ત થાય. પણ છેક મૌલિક કૃતિ પણ તેને કહી શકાય એમ નથી. કેમકે આ કૃતિ એવી છે કે તેનું ખય્યામની કૃતિ વગર અસ્તિત્વ જ સંભવી શકતું નથી, ખય્યામની કૃતિ કેવળ સામગ્રી નથી, કવિની પોતાની મેળે પ્રવર્તી ન શકનારી પ્રતિભાને સ્ફુરાવનાર, જાગ્રત કરનાર, પોષનાર ચૈતન્ય છે. માટે જ ફિટ્ઝજેરાલ્ડની રુબાઇયાતને શુદ્ધ અનુવાદ અને મૌલિક સર્જનની વચ્ચે મુક્તાનુવાદની કોટિમાં આપણે મૂકીશું...બંનેને અંગે આટલું જ કહેવાનું: ખય્યામની મૂળ રુબાઇયાતનું કાવ્યત્વ ફિટ્ઝજેરાલ્ડ જેટલું ઘૂંટાયેલું નથી, તો એની ભાવનાઓ ઓછી સંકુચિત છે અને એમનું આકર્ષણ એમાંની ગંભીર વ્યંજનાને કારણે ચિરંતન રહેવા નિર્માયું છે.

આશા છે કે રુબાઇયાતનું અંતરંગ સમજવા માટે આટલી ચર્ચા પર્યાપ્ત થશે.

ફિટ્ઝજેરાલ્ડનો ગુજરાતીમાં અનુવાદ કરવો કઠિન છે. જેમ મેઘદૂતની તેમ આની કડીઓનું સર્વસ્વ એક જ કડીમાં ગુજરાતી-માં ઉતારવું સહેલ નથી. પણ એકંદરે કહી શકાય કે અનુવાદમાં

અસલનો પ્રાસાદ અને પ્રવાહ આવ્યાં છે. લગભગ બધી સારી ગણાતી રુબાઈઓ (૧, ૧૧, ૧૭ ૧૯, ૩૩, ૩૬, ૫૧, ૬૯, ૭૦, ૭૩, સિવાય કે ૫૮) ગુજરાતીમાં સારી રીતે ઝિલાઈ છે. એ બધી અહીં ઉતારવાની હોય નહિ. વાચક જાતે જોશે જ. મૂળની પ્રાસયોજનાની અપેક્ષા રહે છે, પણ તો તો છંદની પણ સાથે સાથે રહે. કવિએ હરિગીત (કવચિત ગીતિ) છંદ પસંદ કર્યો છે એટલે પંક્તિ લાંબી થતાં અર્થ-સમાવેશની તક વિસ્તરી છે. છંદની ગતિ લલિત અને વેદનમધુર બની રહે છેઃ

ક્યારે ઉષાનો વામ કર આકાશમાં રમતો હતો. (૨)
આ વિપતમાં બુલબુલ પુકારે, આંખ ગુલ પાસે જઈ,
પીળા પડેલા પ્રિયકપોલે લાલી દેવાને કંઈ. (૬)
રે નજર કર આ કાળ ચાલ્યો પાંખ પર સ્વારી કરી. (૭)
હું વારિવત્ આવ્યો અને વાયુ સમ જનાર છુ. (૨૮)
શું જામ પર જામો રહ્યા મારે સદાયે ઢીંચવા? (૩૦)
હતું દ્વાર ત્યાં તો એક કૂચી જેહની કપટી ના જડી. (૩૨)
રે ધન્યની જ સ્હવાર માટે તું ઉતાવળ કર અરે! (૩૮)

ગુજરાતી કાવ્યરસિકોને આ અનુવાદ મૂળના રસનો સારો એવો અનુભવ કરાવશે એવી આશા છે.

એક વાત અહીં નોંધવી જોઈએ. આવી રસઘન કૃતિઓનો કોઈ પણ એક અનુવાદ સંપૂર્ણતાનો દાવો કરી શકે એવું ભાગ્યે જ સંભવે. ગુજરાતી કવિઓમાં ચેતન હશે તો કવિતાની હર મોસમે મેઘદૂત અને રુબાઈયાત જેવી કૃતિઓના અનુવાદો તો આપણને મળ્યે જ જવાના. પછી આગળ ઉપર બધામાંથી વીણુણી-તારવણી કરીને સંપૂર્ણતાની સમીપ એવો એક બહુકવિકૃત અનુવાદ, મન થશે તો, કરી લેવાશે.

સંગ્રહમાંની અન્ય કૃતિઓ, આખા પુસ્તકને 'રુબાઈયાત' નામ આપવામાં આવ્યું છે—એથી, ઓછા મહત્ત્વની સમજવાની નથી. કવિના વ્યક્તિત્વનો પૂરો પરિચય તો એ લઘુકાવ્યોમાં જ થશે, અને આ તો નમૂના પૂરતી જ કૃતિઓ છે, 'આપણી કવિતા-સમૃદ્ધિ'માં રજૂ થયેલી '<u>સુણું કર્યા પ્રેમનું ગાણું</u>!' એ સુંદર ગઝલ જ અહીં નથી.

આ સંગ્રહની પ્રકીર્ણ કૃતિઓમાં ગઝલોનું પ્રાધાન્ય છે અને તેનો સર સૂફી ગઝલકારોને મળતો છે. નિજસ્વરૂપની લગનીમાં—લહેરમાં જે ખુમારી વરતાય છે, તેનો પાસ આ ગઝલોને લાગેલો છેઃ

હું જાઉં છું નિજમાં ભળી ના કોઈ ઉપર દુઃખ લાવરો,
હું પાઠ ભજવી અવનવા હું-માં ભળું ના રોકરો.
(હું જાઉં છું)

ડુબ્યો ઇશ્કના આબમાં મારો પતો નથી,
ફરશો ન ફોગટ શોધમાં મારો પતો નથી.
(ડુબ્યો ઇશ્કના આબમાં)

ત્હારા ઇશ્કે જમને ઘૂંટડે વ્હાલી! મારે દુનિયા રદ થઇ
(રદ દુનિયા)

ઇશ્ક—અમૃત—પ્રેમ, એ ત્રણે પર્યાયો છે. એની અનુભૂતિના તાર ઉપર આ ગઝલોનું સંગીત ગુંજ્યા કરે છેઃ

પ્રેમમાં આવું હશે, એ ના ખબર.
રોજ રીબાવું પડે, એ ના ખબર.
ચરમની આવી ખુમારી ના ખબર.
હાય! જીવ લેનારી એની ના ખબર.
આ બધાની છો રહી'તી ના ખબર.
ઇશ્ક-અમૃત-પ્રેમ પ્રભુ! પાડી ખબર.
(એ ના ખબર.)

'હસતી રમતી'માં પ્રેમિકાનું મનભર શબ્દચિત્ર છેઃ

હસતી-રમતી આવે વ્હાલી, લ્હેરાની ઉભરાતી,
અંગ મરોડે હૃદયે હીસે અમલ અક્ષિ વિકસાતી.

અને 'ગયેલીને' જેમાં પ્રેમિકા કોઈ લોકોત્તર સત્ત્વ હોવાની પ્રતીતિ થાય છે. કવિની રસદૃષ્ટિ એ 'છબીલી'ને કેવી પ્રત્યક્ષ કરી આપે છે?–

ડગલાં ડમામદાર દઈ સન્મુખ આવતી,
ઉજ્જ્વળ ઉષાનું હાસ્ય તું મુખે ઉછાળતી,
એ તે ચંદાનું બિંબ કે એ મુખ તાહરું?
એ તે હતું તવ ભાલ કે સંધ્યાનું રોાભતું?
બ્રહ્માંડ રંગથી ભરે એ ક્યાં હવે મળે?
ઓ આશ! પૂછું તેં છુપાવી એ છબીલી છે?
લપાઇ વિશ્વ ઉરમાં એ વીજળી રામી!

'પ્રેમની પ્યાલી ભરી'માં એની એ જ શોધ, એ જ લત, એ જ આરત છે. છત્ર સહેજ ઝાંખી થતાં તો પોકારે છેઃ

બુલ્બુલ તારા ફરફરે તું ક્યાં ગઈ?

અને એ અશરીરિણી પ્રેમિકા વિશ્વમય હોઈ પ્રેમિકને માટે આશ્વાસન પણ શક્ય બને છે કેઃ

મળશું પેલે પાર, છો ચાલી ગઈ,
પ્રેમ-સાગરને કિનારે છો ગઈ.

અલબત્ત આવી ઉદાત્ત ધૃતિ નિરંતર ટકવી મુશ્કેલ છે. શંકાની, નિર્બળતાની પળો પણ જીવાત્માની યાત્રામાં ક્યારેક આવે છે અને ત્યારે તે બેવડા આરતભર્યા અવાજે વીનવી રહે છેઃ

જગખૂણે આગરી પડયો આ તેની ખબર તું લેની જા!
(વ્હાલીના કદમ)

ઊભરી રહી તુજ જામ જ્યાં, મુજને જ પીવા છૂટ ના !
(આરઝુ)

બહુ વીનવું મોતને, મંજૂર તે કરતું નથી.
(લૂખા આદમે)

ગીતોમાંથી 'ચાળો' અને 'એ અણસારે' આત્માનુભૂતિથી રસલસતાં અને ખુમારીનાં જ છેઃ

આંખલડીનો એવો ચાળો શે ગમ્યો ?
શે ગમિયો એ મોહક વસમો ચાગ જો !
વિણ દોરડીએ તાણી લીધો જીવડો,
વિણ મદિરાએ પ્રસર્યો કૈફ અતાગ જો !
સૌ સ્થળમાં એ મીઠી વાગે વાંસળી,
ઝરમર વરસે ઉરમાં શીળો ઘન જો !
એ ચાળામાં છો તલવારો ઊછળે
એ ચાળે છો વસિયલ કાળા નાગ જો !
છો એ ચાળે બાતલ તો સહુથી થવું
પ્રભુ ! એ ચાળાનો દેજો અનુરાગ જો !

ભક્તિમય કાવ્યોમાં પણ એ જ મધ્યવર્તી ભાવ ડોકિયાં કરી જાય છેઃ

કદી ના કલ્પ્યું કે જીવન પલટાશે પલકમાં
(સ્મરણ)

તેની જો કૃપા હોય તો, તેની લીલાના ક્રમમાં, ક્યારેક એવું પરિવર્તન બની આવે. પણ બની આવે ત્યારે તો આંખની એક પલકમાં જ બની આવવાનું કવિ કહે છેઃ /

એક અમીપલકારે આ સૌ છે થયું
(એ અણસારે)

એ અમીપલકાર અને એને લીધે જે કાંઈ થયું તેની ઝંખા આ સંગ્રહની કૃતિઓ કરાવી રહે છે, એમાં એની મુખ્યવત્તા છે.

: ૪ :

બીજી પ્રકીર્ણ કૃતિઓ વિષયોની વિવિધતાવાળી છેઃ થોડાંક પણ ઋજુ ભાવગીતો, સરળ પણ અનોખી ચમત્કૃતિવાળાં હાલરડાં, સત્યાગ્રહ-સંગ્રામ વખતે એક વૃદ્ધ કવિએ લલકારેલી 'વીર હાકલ' અને 'કવિને વિદાય,' 'ધૂમકેતુ,' 'એભલવાળો,' 'દશ વર્ષે ફરી જોયેલું ઝરણું' એમ વિવિધ વિષયોને સ્પર્શતી કૃતિઓ છે.

'એભલવાળો'ની કવિ બોટાદકરના એ જ વિષયના કાવ્ય જોડે કાવ્યરસિકો સરખામણી કરશે. બંનેએ એક જ કથાનક ઉપરથી પોતપોતાની કૃતિ ઉપજાવી છે. ગીતોમાં 'ક્યાંયે ઉર થરપે નહીં મારું' એ અદ્ભુત આરંભ-ઉદ્ગારવાળી રચનાથી એ જ ધ્રુવ પંક્તિવાળું પ્રો. ઠાકોરનું ગીત સહેજે યાદ આવશે. બંને કવિઓએ કોઈ તરતા લોકગીત ઉપરથી પોતપોતાનું પદ રચ્યું હોય એ સંભાવના થઈ શકે, પણ પ્રો. ઠાકોરનું પદ કવિ હર-ગોવિંદભાઈના ગીતનું ઋણી છે એમ મને તો વસે છે. કવિતા-દૃષ્ટિએ રસિકો બંનેને સરખાવવાનું નહીં જ ચૂકે.

કવિનાં 'હાલરડાં' અને 'નાનકડો બારણો' એ મારે મન એક મુખ્ય આકર્ષણ છે. ટૉલ્સટૉયે એક ઠેકાણે કહ્યું છે કે મહાનવલો કે મહાકાવ્યો ઘમડી કાઢવા સહેલાં છે, એકાદ પરી-કથા, એકાદ હાલરડું આપવું સહેલું નથી. અસ્ત પામતી સામંતશાહી (ફ્યુડલ) સંસ્કૃતિવાળા સૌરાષ્ટ્રની આખી યે મૂર્તિ સુરેખ આ 'હાલરડાં'માંથી ઊપસી આવે છે.

એનો લઘુ ગતિ છંદ, તળપદી ધગધગતી વાણી અને સીધાં વેધક વર્ણનો સહજમાં એવું વાતાવરણ ઉપજાવી દે છે કે પારણા-ની દોરીએ જાણે ગૂંથાઈને ભડ જીવનના જોખમભર્યા સાહસ-

બેલ, ક્યાંક દૂર ખેલાતાં એ સાહસો અને વહાલસોયા પારણા વચ્ચે ઝોલાં ખાતો બાળક દીચોળાતો દીચોળતાં રસોઈ ગરમ રાખવા મથતી–માનો જીવ, શાર્દૂલની ગગનભેદી ગર્જનાઓથી જાણે ઘરમાં ધસી આવતું વન, પીઠ પર પ્રીતમને તેડી લાવતાં તેથી 'ઘીની નાળ્યુ'નાં અધિકારી એવાં સૌ સગાંથી યે વધુ વહાલાં ઘોડલાં, અને આ બધા વચ્ચે હળવે હાથે દીચોળાતો 'તરવારિયો' બાળવીર એ બધું પ્રત્યક્ષ થઈ રહે છે. છેલ્લું ખારવણનું હાલરડું છે અને તે પછી 'નાનકડા ખારવા'નું ચિત્ર છે. ગુજરાતને આવડો મોટો દરિયાકાંઠો અને દરિયાઈ જીવન વિષે ગુજરાતી કવિતામાં એક છાંટો પણ ન મળે!

ઊછળે લોઢ ને ખારવો હસે,
કૂવે ચઢી, સઢ સંકેલી ખસે.

જોઈને માડીનું હૈયું પણ હસે છે ને પ્રેરે છે:

તારો બાપુ પણ એવો હતો,
વસમી વાટે તો માથું મૂકતો,
એણે કર્યો છે જળમાં વાસ,
ઉછર્યું'તું તોફાન આપી ત્રાસ.
એનો તું દીકરો મારા બાપ!
રામની રખ્યા તને આપોઆપ.
વળાવી માત ટરેલની કરે,
નાનકો ખારવો વહાણે ચડે.

દરિયાપીરથી પનારું પડ્યું પતિને તો એ ભરખીને બેઠો છે ને તોય હસતાં–ગાતા નાનકડા દીકરાને પણ એના હાથમાં જ સોંપવાનો છે. ખારવાઓના જીવનક્રમનું કરુણ ચિત્ર કવિએ એક હાલરડામાં, એક લઘુ કાવ્યમાં, હૂબહૂ પ્રતિબિંબિત કર્યું છે.

આ કાવ્યો માટે કવિને સવિશેષ અભિનંદન ઘટે છે.

જવું', 'વાખિડી', 'એટલી', 'ચાગ', 'જીપરૌ', 'મેઠ્યું' જેવા શબ્દો આ કવિતાને જુદી ભાત આપે છે. 'પ્રીતાળુ પોયણી' 'વમોયો પવન', 'મુલદાર હૈયું', 'લૂખી આલમ', 'દુનિયાનું ડોલણ', 'ઢૂંઢ઼ા તણાં ફાફાં', 'હું–છું–પણું' જેવાં કવિનાં આગવાં શબ્દ–ઝૂમખાં ધ્યાન ખેચ્યાં વગર રહેતાં નથી. ક્વચિત્ લીલાનું લીલ, (પૃ. ૪૪) સામેનું હિંદી સામને (પૃ. ૪૦) ભરછક થયેલાનું છોલાના સામ્યથી ભરછકેલા (પૃ. ૧) જેવા પ્રયોગો હશે. પણ કવિનો ભાષા પરનો કાબૂ કેટલેક ઠેકાણે અસાધારણ છે, અને એમની કવિતાની ચમત્કૃતિ ઘણી વાર એને આભારી છે.

ભલે મચ્છો, ભલે કચ્છો, (મનમોજી મરજીવા)
મામલો જો મચ્યો મોટમૂલો (વીર હાકલ)

ચારણ, માગણ ભાટ ને ભટા
ધાડાળ્યે ધાડલાં હા વળ્પ કરે,
અપડું પુચ્છની સમ સમ કરે
મરને શિયાળવાં લાળિયું કરે (હાલરડાં)

હહુડે દરિયો તોફાને ચડ્યો
હહુડે ડુંગલો વ્હાણુમાં પડ્યો (નાનકડો ખારવો)

ભાવ પ્રભુત્વવાળા કવિની શૈલી વર્ણનમાં ખીલી ઊઠે તો તેમાં આશ્ચર્ય શું? થોડાંક ચિત્ર જોઈએ:

સવારે સોનેરી દિનકર હસે હાસ્ય ગગને (સ્મરણ)
સરયો ભાલો તારો આકાશ (હાલરડાં)
નથી એને મળતું એનું ઊભી રઈ સુકાયે
(પ્રેમકળી)
આ હોઠ બિંબ સમા તહારા ઊછળે છે ગાનથી
(વ્હાલીના કદમ)

આ સપ્તરંગી સ્મરણમાં કેવી તણાતી કાયળી !
(હું બહું છું)

કોઇ સમાધિ મહીં લીન મુનિ સમુ એ
જોઇ રહી નયન મીંચી ગયું ગયું છે.
(અવસાન-બાળકનું)

અહીં મેઘધનુ હળવે હળવે
ગળતુ ગળતુ નવ કાંઇ રહે. (અશ્રુ)

મળે નેને નેનાં અકય રસ કેવા ઝરી જતા.
અહીં મુખે મીઠી ઝલક લઇ આવો ઝબકવા.
(મૌન ધારણ કરતી વ્હાલીને)

આવાં સુંદર મનહર વર્ણનો આપતી કલમની પ્રસાદી આ કાવ્યસંગ્રહમાં આપણને મળે છે. ગુજરાતી કવિતામાં આ સંગ્રહ એના કર્તાનું સ્થાન ગઈ સદીના અંત ભાગના કવિવરોની હરોળમાં સુનિશ્ચિત કરી આપશે 'ઉજ્જવળ ઉષાનું હાસ્ય તું મુખે ઉછાળતી'— એ એક જ પંક્તિ કવિના દર્શનની ઊંચી શક્તિ બતાવવા બસ છે.

*

✓કવિ ગુજરાતના ત્રણ પેઢીઓના કવિઓના સમકાલીન છે. આજે અનેક વરસે એમનું કાવ્યવહેણ સ્થિર રૂપે-અંતરસ્થ થતાં— ગુજરાતના અનુભવમાં આવશે. આ બુઝર્ગ કવિના કવિતાપ્રવાહનો પરિચય સમેટતાં, એમના 'દશ વર્ષે' ફરી જોયેલું ઝરણું'ની અંત્ય આશિષપંક્તિઓ જ હૃદયમાં સ્ફુરી રહે એ સ્વાભાવિક છે:

તુજ સમ વહો મારું હૈયું સદા નવરંગમાં,
તુજ સમ વહો મારું હૈયું રૂડા સમભાવમાં.

ઉમાશંકર જોષી

સપ્ટેમ્બર, ૧૯૪૫
અમદાવાદ

# અનુક્રમ



પરિશિષ્ટ

# રુબાઇયાત

૧

રે જાગ; રાત્રિના ભરેલા ભરછકેલા જામમાં
દિનમણિ પ્રભાતે ફેંકિયો ને ભાગિયા સૌ તારલા;
જો પૂર્વના બાણાવળીએ રશ્મિ કેરા બન્ધમાં
સુલ્તાનના આ મ્હેલના ગ્રહી સર્વ લીધા કાંગરા.

૨

જ્યારે ઉષાનો વામ કર આકાશમાં રમતો હતો,
મયખાનમાં મેં સ્વપ્નવત્ સ્વરં તે ઘડી તો સુણીયો;
—“જાગો તમે મુજ બાલુડાં ને જામને ભરતાં રહો,
આ જિંદગીનો જામ જાય સુકાઈ તે પૂર્વે કરો.

૩

કુક્કુટસ્વરો જ્યાં રેલિયા, મયખાનને ત્યાં આંગણે,
જે સર્વ ઊભાં થઈ રહ્યાં, બોલ્યાં, ઉઘાડો દ્વારને;
જાણો તમે જુજ સમયનું અહીં આપણે ઠરવું લખ્યું,
રે એક વાર જુદાં પડ્યાં, ફરી આવવાનું ના રહ્યું.

૪

નવ વર્ષ આ કંઈ કાળની ઇચ્છા ઉરે ઊભી કરે,
આત્મા જઈ એકાન્તમાં વિચારવન્તો આ ઠરે;
જ્યાં શ્વેત કર મોજિજનો દીપાવતો જ વસન્ત આ,
જીસસ સજીવન આ કરે ભૂઉરમાંહી પડ્યાં પડ્યાં.

૫

ઇરામ તો નક્કી ગયું ગુલાબનો કાંટો સહે,
ક્યાં સપ્ત કટિબન્ધો જડેલો જામ જમશીદી વહે?
પણ દ્રાક્ષમધુ હજુ પૂર્વનો માણિક્ય રંગ ઝવી વહે,
ઉપવન હજુ એ જલતણા કંઠે અહા! ખીલી રહે.

૬

ડેવીડ ઓષ્ટ જડ્યાં જ તાળાં–ગિર્વાણુ ભાષા પ્હેલવી,
મધુ, મધુ, મધુ–બંસી બજાવી, લાલ મધુ મીઠું લવી,
આ વિયતમાં બુલબુલ પુકારે બાંગ ગુલ પાસે જઈ
પીળા પડેલા પ્રિયકપોલે લાલી દેવાને કંઈ.

૭

રે આવ ને ભર જામને, તજ ગાઢ હૈયા–દુઃખને,
આનન્દકન્દ વસન્ત સમ તું હ્રેરથી ભર ઉરને;
જો કાળ આ ઊડે પ્રસારી ક્ષણ ક્ષણે નિજ પાંખડી,
રે નજર કર આ કાળ ચાલ્યો પાંખ પર સ્વારી કરી.

૮

જળહળ થતાં જ પ્રભાત, લાખો પુષ્પ આ ઝળકી રહ્યાં,
રે તે ક્ષણે વળી લાખ કુસુમો પૂળભેળાં આ ભળ્યાં;
ને આ વસન્ત ગુલાબને અર્વાન પર ખિલાવશે,
જમશીદ, કૈકોબાદને ય વસન્ત આ ઘસડી જશે.

૯

ખૈયામ બુઢ્ઢા સાથ ઘડી તું બેસ પરવા ના કરી,
શું ભાગ્ય કૈકોબાદ, કે ખુશરૂ તણું જા વીસરી ?
રૂસ્તમ બિચારો છો પડ્યો જ્યાં હોય ત્યાં મરણ્ સહે,
મે'માન માટ પુકારતો હાતીમ છો; પરવા ન એ.

૧૦

મુજ સંગમાં કો રમ્ય હરિયાળી ભરી ભૂમિ પરે,
જ્યાંથી પડે રણરેતનું જુદું સદા, તેવા સ્થળે;
જ્યાં બાદશાહીને ગુલામી નામ ના કાને અડે,
જ્યાં તખ્ત પર સુલતાન મહમુદની દયા હેરું ધરે.

૧૧

ત્યાં તરુઘટા નીચે પ્રિયે જો એક રોટી-ટુકડો,
મયનો ભરેલો જામ, કાવ્યકિતાબ, ને સૂરનો ઝરો
તું મુજ સમીપ ઉછળતી, રૈલાવની ત્યાં જંગલે,
રે તો પ્રિયે ! તે જંગલે છે સ્વર્ગ નૂતન મમ ઉરે.

૧૨

કો કો ગણે કેવી મજાની પાદશાહી, નષ્ટ છો;
બીજા લહે કયામત પછીનું સ્વર્ગ સુખરાશિ અહો!
રે નગદ કરી લે હાથ બાકી કાંઈ તારૂં છે નહીં,
ડુંગર દિસે રળિયામણા સૌ દૂરથી વ્હાલી! અહીં.

૧૩

ગુલાબ પર કર નજર આજે આપણી પાસે ખીલે,
કહે તે, 'જુઓ, હું તો ખીલું હસતે મુખે આ ગુલશને.
છે મારી એ ગ્રંથી તણો કિરદોર ટપ દઈ તૂટતો,
ને તે તણો ઉન્નત ખજાનો બાગમાં વિખરી જતો.

૧૪

પાર્થિવ ઈચ્છા પાછળે હૈયું ધસે આ હોંશથી,
તે સર્વ ખાખ થઈ જતી; સફળ તો, પળ ના ટકી;
અગ્નિભર્યા રણ ઉપરે હિમ સમ ઘડી ઝળકી રહી,
તે જાય ક્યાં? કળ ના પડે, તેવું જ ઈચ્છાનું નકી.

૧૫

સુવર્ણકણ કરકસર કરી કો વાપરે છો ઘાં ભલે,
કે મેઘકણ સમ ફેંકતા છો વાયુની લહરી સહે;
સુવર્ણ સમ તેને ન કો દી કોઈ ખોદી કાઢશે,
એક વાર દફનિવાસ પછી જન જેમ ઇચ્છા તો કરે.

૧૬

રે ખ્યાલ કર, આ ખોખરા મુસાફરીના ઘર મહીં,
જેનાં બન્યાં છે રાત્રિદિન દ્વારો ફરન્તાં તો વળી;
સુલ્તાન પછી સુલ્તાન કેવા પાદશાહીના ભર્યા
ઘડી એક બે અહીંયાં વસીને અન્ત ચાલી નીકળ્યા.

૧૭

જમશીદ જ્યાં વિજયી બની વસતો મદિરા ઢીંચતો,
ત્યાં સિંહ કે ગરૂળી ભરે દરબાર, લોક વદે, અહો!
બાણાવળી બેહરામ જંગી ગાઢ નિદ્રામાં પડ્યો,
વનચર ઠોકે પાય શિર પર તેહના મદનો ભર્યો.

૧૮

કો સમય મનમાં આવતું:– ગુલ એવું લાલ ન ખીલતું,
જ્યાં લોહીમાં તરબોળ સિઝર ભૂઉરે;–તેના સમું;
આ બાગના પુષ્પે ભર્યા સુમ્બુલ સુંદર છોડવા,
કો રમ્ય મંજુલ મસ્તકેથી ફૂટતા વિકસી રહ્યા.

૧૯

આ જો મજાના છોડવા તન્તુ લીલા જેના સરે,
નદી કંઠ પર આનન્દથી જે પર ઢળ્યાં અહીં આપણે;
ધીમી પ્રિયે! આળોટ તું–આ કોણ જાણે કોણ ક્યાં,
લાવણ્યમૂર્તિના અધર મહીંથી હશે એ ઊગિયા.

### ૨૦

આજ તો દિલભર! ભરી દે જામ તું રસથી ભર્યો,
જે યંત્રણા ભૂતની ભુલાવે, ભય તમામ ભવિષ્યનો;
શું કાલ? શા સારુ પ્રિયે? કાલે ભળું હું તો કદી
ગઈ કાલનાં હે વ્હાલી! સાત હજાર વર્ષોની મહીં.

### ૨૧

રે જો ઘણાં યે વાલીડાં મંજુલ મોંઘાં મુખડાં,
જે ને સમયને ભાગ્ય ઉરખુમારી નિજ ધરતાં રહ્યાં;
રે એકએ ભરી જામ પી પી ચાલતાં તે તો થયાં,
ને એક પછી છે એક મૂંગાં ગાઢ શાંતિ ધારતાં.

### ૨૨

રે આપણે એ આ ભુવન જ્યાં મોજ બસ, ઉડાવીએ,
તે તેમનું જ ભુવન; વળી આ ગ્રીષ્મ પુષ્પભર્યો સખે!
રે આપણે ભૂમિ તણી શય્યા કરી સૂતું જ છે,
ને આપણે શય્યા રચીશું કોણને તો કારણે?

### ૨૩

હા! પ્યારી જે પળ જાય તેનો લ્હાવ લે ખુલ્લે દિલે
બે આપણે એ ધૂળમાં ભળીએ જઈ તે આગળે;
હા; ધૂળ ભેળાં ધૂળ; રે ધૂળમાં જ સૂતું એ નકી;
મદિરા નહિ, ગાયક નહિ, નહિ ગાન, અંત નહિ વળી.

૨૪

આજે જ તૈયારી કરી ચલતી પકડતાં જે થયાં,
કે કાલ પછી વિમાસતાં વિમાસતાં જે ચાલતાં;
અંધારના બુર્જે ચડેલો બાંગી આવી બાંગ દે:–
'રે મૂર્ખ! નથી બદલો અહીં; ના ત્યાંય તે એ સત્ય છે.'

૨૫

આલોકને–પરલોકને જે વિદ્વતાથી ચર્ચતા,
તે યોગી ને આચાર્ય સઘળા ધૂળ ભેળા જૈ ભળ્યા;
ને મૂર્ખ જ્ઞાનીના સખુન સમ તેમના ય સબક તણી,
હાંસી થઈ; વાચાળ તેનાં મુખમાં માટી પડી.

૨૬

રે આવ અહીંયાં બેસ આ ખૈયામ બુઢ્ઢા પાસ તું;
છો ડાહ્યલાં બકતાં મરેઃ છે સત્ય આ એક જ ખરૂં;
કે જિન્દગી થાશે ખતમ: બીજું અસત્ય બધું ઠર્યું,
એક વાર ખીલ્યું પુષ્પ જે, મરનાર તે જ સદાયનું.

૨૭

અતિ ઉલટથી હું ઘરઘરે કંઈ જ્ઞાની–પંડિતો તણે
નાનો હતો ત્યારે ફર્યો; દલિલો ઘણી ય સુણી જ મેં.
–કે આ ખરૂં ને આ નહીં, પણ વાર વારે તે ધરે,
જે દ્વારથી અંદર ગયો તે દ્વારથી પાછો ચરે!

૨૮

મેં જ્ઞાનનું બીજ વાવિયું એ જ્ઞાનીઓની સાથમાં,
ને શ્રમ કર્યો મુજ હાથથી એ વૃક્ષને ઊગાડવા;
પણ આખરે તો આટલું બસ હાથ મારે આવિયું,
હું વારિવત્ આવ્યો અને વાયુ સમો જનાર છું.

૨૯

જાણું નહિ ક્યાંથી અને શામાટ હું હ્યાં આથડું,
વારિ સમો : પાછો વળી પાછો ય આલમ બ્હાર હું;
વેરાનના વાયુ સમો ધાઉં અહીં તહીં હાંકતો,
જાણું નહીં ક્યાંથી વહું, ને જાઉં ક્યાં ના જાણતો.

૩૦

શું આમ કંઈ પૂછ્યા વિના; ક્યાંથી ઉતાવળ આમ હ્યાં?
ને એ વળી પૂછ્યા વિના; હ્યાંથી ઉતાવળ આમ ક્યાં?
પૂછવાની ધૃષ્ટતાનાં સ્મરણ પણ ડૂબાડવા
શું જામ પર જામો રહ્યા મારે સદાયે ઢીંચવા?

૩૧

ભૂ-ગર્ભથી ઉછળી વટાવી દ્વાર હું તો સાતમું,
બેઠો શનિના તખ્ત પર આનન્દથી ઉભરી ઘણું;
મુજ માર્ગનાં બહુ વિકટ બન્ધન જે મળ્યાં તે છોડિયાં,
જનનું જ બન્ધન-જન્મ ને કિસ્મત, ન તે છૂટયું કદા.

૩૨

હતું દ્વાર ત્યાં તો એક કૂંચી જેહની કયહીં ના જડી,
પડદો હતો ત્યાં એક, આગે જોઈ શકિયો ના જરી:
હું તું ઘડી ત્યાં બોલિયાં, આભાસ માત્ર જ તે હતો,
હું તું ફરી કંઈ છે નહીં, આભાસ મિથ્યા તે થયો.

૩૩

મેં પ્રશ્ન પૂછયો તે પછી આ ઘૂમતા આસ્માનને,
અંધારમાં ગબડી જતાં પોતા તણાં ખુદ બાલને
રસ્તો બતાવા રોશની કંઈ છે ભલા કુદરત કને,
'છે અંધ બુદ્ધિ': આસમાને આપિયો ઉત્તર મને.

૩૪

મેં આખરે આ જામ સહ મુજ હોઠ જઈને દાબિયા,
આ જીવનના ગૂઢ કૂંપ કેરી ભાળ ત્યાંથી પામવા;
એ હોઠ શું દઈ હોઠ બોલ્યો-પી હજું જીવ છે તહીં,
પણ મૃત્યુપંજે પામતાં ફરી આવવાનું છે જ ના.

૩૫

હું ધારું તે પાત્રે પછી કંઈ કમ્પસહ ઉત્તર કર્યો,-
-એક વાર જીવન ગાળિયું, આનન્દ તો ઉરમાં ભર્યો:
રે કેટલાં ચુંબન હશે આ હોઠથી થાતાં વળી;
જે હોઠ ઠઠોગાર મેં તો ચૂમિયો અહીં આ ઘડી.

૩૬

સન્ધ્યા સમે બાજારમાં, એક દિન મુજ નજરે પડ્યો,
ભીની મટોડી ટીપતો કુંભાર કો ઉતાવળો,
ને કુંભ એ નિજ સાવ છેકજ શોથરાતી જીભથી
ગણુગણી રહેતો કે "અરે, હળુ ભાઈ! હળુ કિરપા કરી."

૩૭

બસ, જામ ભર; તારે પડી શી? કાળ જો જાતો સરી,
શી પેર? એ પૂછવું શું તારે લાભકર્તા છે જરી?
રે કાલ તે જન્મી નથી, ગઈ કાલ તો ગઈ છે નકી;
તે કાજ રડવું શું અરે! જો આજ સુખરૂપ નીવડી!

૩૮

રે એક ક્ષણ મૃત્યુ તણા રણ ઉપરે આવી ચડ્યાં,
ને એક ક્ષણ તો જિન્દગીના કૂપને છે ચાખવા;
આ તારલા ડૂબે અને આ કાફલો તો ઊપડે,
રે શુન્યની જ સ્હવાર માટે તું ઉતાવળ કર, અરે!

૩૯

હા; ક્યાં સુધી આ તે પછાડી આમ દોડી દોડીને,
મથવું, અને લડવું, અને હા! કાંઈ નિર્ણય ના મળે.
તે શ્રેયનું સુખ માનવું, મય જેહ સુખદાતા ખરે;
શાને થવું હેરાન મિથ્યા કાજ, મોહી કટુ ફલે?

૪૦

રે દોસ્ત સૌ જાણો તમે મેં મુજ ઘરમાં ત્યારથી
મુજ નવીન શાદી કાજ ઠાંસ્યો જામ છે આનન્દથી;
દઈ શુષ્ક બુદ્ધિદેવીને તલ્લાક મુજ શય્યા થકી,
મદિરા તણી મેં પુત્રી સહ છે લગ્ન કીધું તે પછી.

૪૧

હું અસ્તિ નાસ્તિને અગર મર્યાદને નિયમો સહે,
કે ચડતી પડતી; તે વિના ચર્ચી શક્યો ત્યાં જૈ અરે;
મેં જે પછાડી માત્ર હૈયે કાંઈ હોંશ ધરી ઘણી–
તે પૂર્ણ મદિરાજામ; એ વિણુ કાંઈ ના બીજું વળી:

૪૨

મધુગૃહ તણા હું ઘાટ પાસે મેં વિકાસી થોભિયો,
અન્ધારમાંથી દેવ કો' મુજ સમીપ આવી લાગિયો;
સ્કન્ધે ધરેલા કુંભ ને મુજને કહ્યું–"લે ચાખ આ,"
મેં ચાખિયું તે જે હતું–તે દ્રાક્ષ મધુ મીઠા અહા!

૪૩

હા; તે મદિરા સ્પષ્ટ ન્યાયે બન્ધ મોઢાં તો કરે,
ઇસ્લામી વિધવિધ પંથના જે પરસ્પર લડતાં મરે:
ચાલાક કીમિયાગર અહા! જરી કંઈક દમને ફૂંકતાં,
આ જિંદગીની બંગ ધાતુ ફેરવે જ સુવર્ણમાં.

૪૪

મહમૂદ મહાનુભાવ છે સ્વામી વિજેતા સર્વનો,
પણ એકમાં છે છેદતો નાસ્તિક ઉર ઊંડાં દુઃખો;
તે ભય અને વિષાદનાં જામેલ કાળાં વાદળાં,
મોહક અર્મીથી કાપતો, આત્મા રહ્યાં જે ઘેરતાં.

૪૫

પણ છોડ આ સહુ ડાહ્યલાં જે બબડતાં, ને મુજ સહે
તું આવ; જગની હાયમારી છો પડી જગની સહે;
જંજાળ ને ખટપટ તણા કો અન્ધ ખૂણે રે, પડી
તુજને બનાવે જેહ તેને તું બનાવ ભલા! ઘડી.

૪૬

અંદર અને વળી બ્હાર, ઉપર ને નીચે, ચારે દિશે,
જાદુઈ છાયાઓ વિના બીજું ન આ તો કાંઈ છે;
તે તો રમે આ ડબ્બીમાં, છે સૂર્ય જેનો દીવડો,
તે પાસ આવી ને જતી જાદુઈ આપણુ મૂર્તિઓ.

૪૭

તું જે મદિરા ચાખતી ને હોઠને તો દાબતી,
પરિણામ પામે શૂન્યમાં, પરિણામ સૌનું એ નકી;
હા; તો ઘડી કર ખ્યાલ તારો, તેજ તું જે તું હશે,
તું શૂન્ય; પછી તું તો નકી જરી માત્ર ઓછી ના થશે.

૪૮

ઉપકંઠ આ સરિતા તણે ગુલાબ ખીલે જ્યાં લગી,
ઐયામ બુઢ્ઢા સાથ વ્હાલી, લાલ મદિરા પી જરી.
આવે ફિરસ્તો હાથમાં ભરી જામ ઝેર તણો જ જે,
તું પાસ છો; લે હેતથી, પી કંપતી ના લેશ હો!

૪૯

છે ચિત્ર ને વિચિત્ર આ તો ફલક રાત્રિ-દિનનું,
કિસ્મત રમે જ્યાં જન પરે પાસાંની ખાતર દોંગનું;
ઘડીમાં અહીં ઘડીમાં તહીં, તે ફેરવે, ભેગાં કરે,
મારે, અકેકાં ગોઠવે ડબ્બી મહીં તે આખરે.

૫૦

'હા' 'ના' કહી ના બોલતો મુખથી દડો કેવી તણો,
રમનારના ફટકા ઝીલી જાતો અહીં તહીં દોડતો;
ફેંકેલ ક્યાં જેણે તને આ ક્ષેત્ર પર ને આમ તો,
જાણે જ તે તારું બધું, તે જાણનો, તે જાણતો.

૫૧

તે ચપલ અંગુલિ તો લખે, ને લખી રહી ચાલી જતી,
કૌશલ્ય કે ભક્તિ તહારાં કામનાં ના ત્યાં રતિ;
લલચાવી પાછી વાળવા, કે અર્ધ લીટી ભૂંસવા,
કે શબ્દ ધોવા આંસુડાં ય સમર્થ ના તારા બધાં.

૫૨

મસ્તક પરે આ નીલ જે આસ્માન કેરો જામ છે,
રે માણીએ તેમાં છલકતાં જીવનમૃત્યુ આપશે;
તેની કને બે હાથને ઊંચા કરીને ભીખ ના,
તું હું સરખું આસ્માન પણ અસમર્થ છે વ્હાલી! સદા.

૫૩

અવશેષ માનવદેહ તે પણ આદ્ય માટી પૃથ્વીની,
છેલ્લાં ફળોનાં વાવિયાં બિજ તેમણે તો છે પછી;
હા; સૃષ્ટિની પ્હેલી ઉષાએ જે લખ્યું છે તે સમે,
કિસ્મત તણી છેલ્લી ઉષા તે વાંચશે નક્કી જ છે.

૫૪

તુંને કહું હું આટલું,–જ્યારે પતેથી ઊપડ્યો,
વિયતે કૃતિકા શુક્રના ઝળકંત અશ્વ પરે ચડ્યો;
ફેંકયો મને તો પૂર્વની નિર્મીત ઘટના કાંઈમાં,
જે છે બની માટી અને આત્મા તણી, તેમાં જ હા!

૫૫

દ્રાક્ષે સજડ મૂળ છે કર્યું, અસ્તિત્વ તે સાથે ભળ્યું,
સૂફી ભલે ધિક્કારતો, તેની ન પરવા હું કરું;
મુજ તુચ્છ માટી તો ઘસાઈ ઘસાઈને જ બની જશે,
કો' કૂંચી–દ્વાર ઉઘાડશે જે બ્હાર તે લાળી કરે.

૫૬

હું માત્ર જાણું આટલું, તે સત્ય તેજ જગાવતું,
તે પ્રેમને કે ક્રોધ મુજને બાળતો સમૂળો બહુ;
મદિરાગૃહે જો એક ચમકારો પડે દષ્ટે કદી,
તો દેવળે સમૂળાં ભુંસાતું, તેહથી શુભ છે નહી.

૫૭

રે તે; અરે આ માર્ગ જે પર ભટકવાનું માહરે
ખાડા અને જાળે ભર્યો–તે આમ મુજ માટે અરે!
નિર્ણીત ધામે ના પછી તું મુજને જ ફસાવશે,
મુજ પાપ બદલો પાપ–એ તું ના પછી ચોંટાડશે.

૫૮

તે તું, અરે જેણે રચ્યો નીચ માટીનો આ માનવી,
તે તું! અરે જેણે જ યોજ્યો સર્પ નન્દનવન મહીં.
શું પાપ માત્રથી મૂખ કાળું આમ છે જ મનુષ્યનું,
ને માનવીને માફી બક્ષે ને લહે એ સર્વ તું?

૫૯

ફરી સૂણ, સન્ધ્યાને સમે પૂરા થયે રમઝાનના,
હજુ જ્યાં ન ચન્દ્ર ઊગિયો ભભકે મઝાનો આભમાં;
હું કુંભકાર બુઢા તણી દુકાનમાં જઈને ઉભો,
ચોપાસ માટીવાસણોની વસ્તી વચ્ચે એકલો.

૬૦

એ તો અજાયબ વાત—તે માટી તણા દમ ના કંઈ,
બોલી શક્યા કો બાપડા, ને અન્ય મૂંગાં તો વહીં;
અધિકું વળી બહુ એક બોલ્યું, ધૂમ પાડી આકરી,
કે કુંભકર્તા કોણ? કો છે કુંભ? કહો જ કૃપા કરી!

૬૧

અન્ય પાત્ર વદંત—" મિથ્યા સત્ત્વ મારું ના ગ્રહ્યું,
સામાન્ય ધૂળ મહીંથી મારું, એમ હું નહીં ગણું;
જેણે ઘડી ચાપલ્યથી મુજ આકૃતિ આવી જ કે,
તે તે જ ધૂળ મહીં ફરી ફેંકી જ દેશે આખરે"

૬૨

બીજું કહે—" એ શું, અરે બાળક વસે ખીજાળ કો,
તોડે ન પ્યાલું તે જ ભરી જે હોંશથી પીતો જતો,
શું તે જ ત્યારે તોડશે તે પાત્ર વશ થઈ ક્રોધને,
જે પાત્ર રચિયું આમ નિર્મળ પ્રેમની લ્હેરે જ છે!"

૬૩

નવ કોઈનો ઉત્તર મળ્યો—પછી શાન્ત ઘડી રહી બોલિયું,
ત્યાં પાત્ર એક હતું કઢંગા ઘાટનું સાથે પડ્યું:
"મારો કઢંગો ઘાટ તેમાં સર્વ આ હસતાં મને,
કુંભાર હાથ હલી ગયો શું મુજને સ્રજતાં ખરે!"

૬૪

એકે કહ્યું–"ગર્વિષ્ટ એ કહ્રાલનાં લોકો, વદે,
ને નર્કના ધૂંવા સહે સૂરત બગાડે નિજ એ;
બોલે જ તેઓ તો સખત થાશે ચકાસ જ આપણો–
છટ છટ; અરે એ છે ભલો, ને સર્વ શુભ થાશે જ હો."

૬૫

પછી અન્ય બોલ્યું દીર્ઘ નિઃશ્વાસો જિગરથી છોડતું
વિસ્મૃતિ લાંબીથી થઈ મુજ શુષ્ક માટી છે બહુ:
ભરી દે મને મારા મઝાના ઉર વ્હાલા રસ થકી,
હું ધારું હું રફ્તે જ રફ્તે પામું સ્થિતિ પૂર્વની:

૬૬

હજુ આમ પાત્રો વાત કંઈ અન્યોન્યને કહેતાં રહે,
સૌ ઢૂંઢતાં'તાં ત્યાં પડ્યો બીજચન્દ્ર નજરે એકને,
અન્યોન્યને ધક્કા દઈ કંઈ સૂચવે–રે ભાઈ–એ!–
સાંભળ તું કંઈ તતડાટ પેલા ખાંધિયાના ખંધને.

૬૭

હો; દ્રાક્ષથી આ ક્ષીણ મારી જિંદગીને પોષજો,
ત્યાગેલ આ શબ જિંદગીએ–એહુથી જ પખાળજો;
ને કફન પણ એ દ્રાક્ષનાં પર્ણો તણું ઢાંકી કરો,
કો દ્રાક્ષ કેરો બાગ–તેની નજીકમાં દફનાવજો.

૬૦

એ તો અજાયબ વાત—તે માટી તણા ઢગ ના કંઈ,
બોલી શક્યા કો બાપડા, ને અન્ય મૂંગાં તો તહીં;
અધિરું વળી બહુ એક બોલ્યું, બૂમ પાડી આકરી,
છે કુંભકર્તા કોણ? કો છે કુંભ? કહો જ કૃપા કરી?

૬૧

અન્ય પાત્ર વદંત—"મિથ્યા સત્ત્વ મારું ના ગ્રહ્યું,
સામાન્ય ધૂળ મહીંથી મારું, એમ હું નકી ગણું;
જેણે ઘડી ચાપલ્યથી મુજ આકૃતિ આવી જ કે,
તે તે જ ધૂળ મહીં ફરી ઠોકી જ દેશે આખરે."

૬૨

બીજું કહે—"એ શું, અરે બાળક ભલે ખીજાળ હો,
તોડે ન પ્યાલું તે જ ભરી જે હોંશથી પીતો જતો,
શું તે જ ત્યારે તોડશે તે માત્ર વશ થઈ ક્રોધને,
જે પાત્ર રચિયું આમ નિર્મળ પ્રેમની લ્હેરે જ છે!"

૬૩

નવ કોઈનો ઉત્તર મળ્યો—પછી શાન્ત ઘડી રહી બોલિયું,
ત્યાં પાત્ર એક હતું કઢંગા ઘાટનું સાથે પડયું:
"મારો કઢંગો ઘાટ તેમાં સર્વ આ હસતાં મને,
કુંભાર હાથ હલી ગયો શું મુજને સૃજતાં અરે!"

૬૪

એકે કહ્યું–" ગર્વિષ્ટ એ કલ્લાલનાં લોકો , વદે,
ને નર્કના ધૂંવા સહે સૂરત બગાડે નિજ એ;
બોલે જ તેઓ તો સખત થાશે ચકાસ જ આપણો–
છટ છટ; અરે એ છે ભલો, ને સર્વ શુભ થાશે જ હો."

૬૫

પછી અન્ય બોલ્યું દીર્ઘ નિઃશ્વાસો જિગરથી છોડતું
વિસ્મૃતિ લાંબીથી થઈ મુજ શુષ્ક માટી છે બહુ:
ભરી દે મને મારા મજાના ઉર વ્હાલા રસ થકી,
હું ધારું હું રફતે જ રફતે પામું સ્થિતિ પૂર્વની:

૬૬

હજુ આમ પાત્રો વાત કંઈ અન્યોન્યને કહેતાં રહે,
સૌ દૂઢતાં'તાં ત્યાં પડ્યો બીજચન્દ્ર નજરે એકને,
અન્યોન્યને ધક્કા દઈ કંઈ સૂચવે–રે ભાઈ–એ!–
સાંભળ તું કંઈ તતડાટ પેલા ખાંધિયાના બંધને.

૬૭

હા; દ્રાક્ષથી આ ક્ષીણ મારી જિંદગીને પોષજો,
ત્યાગેલ આ શબ જિંદગીએ–એહથી જ પખાળજો;
ને કફન પણ એ દ્રાક્ષનાં પર્ણો તણું ઢાંકી કરો,
કો દ્રાક્ષ કેરા બાગ–તેની નજીકમાં દફનાવજો.

૬૮

કે :માહરી ખાખે દટાયલ, ત્યાં હવામાં ફેંકશે
સુગન્ધ ભરી તો જાળને, જે મઝહબી સાચો હશે;
જાતો તહીં પાસે થઈ સપડાઈ જાશે ત્યાં નકી,
અણુચેતવ્યો એ સ્થાનની જે ભભક ઊઠે તે મહીં.

૬૯

મેં આટલાં વરસો થયાં જે વસ્તુઓ દિલથી ચહી,
તેણે જ લોકોની નજરમાં શાખ મુજ હલકી કરી.
મેં તો પ્રતિષ્ઠાને ઝબોળી એ શરાબી જામમાં,
ને ગાન કેરી હલક પર ખ્યાતિ બધી કીધી ફના.

૭૦

નક્કી જ પશ્ચાતાપ પૂર્વે શપથ લીધા મેં જ છે;
પણ શું હતો હું સ્વસ્થ લીધા શપથ જ્યારે તે સમે ?
આવી વસંતજ ત્યાં કરે નિજ, ગુલ તણો ગજરો ધરી,
મારા જિગરનો સર્વ પશ્ચાતાપ ચાલ્યો પીગળી.

૭૧

ને દ્રાક્ષ સમ તેણે ખરે કાફર ગણી છે કાઢિયો,
મોભો ખરે સન્માનનો છે છેક એણે લૂંટિયો;
પણ એ અચંબો મુજને કહ્યાલ ના ખરીદી શકે,
કંઈ સાલ અર્ધા મૂલનો—જે માલ પોતે વેચી દે.

૭૨

રે હાય, ગુલ સહ છે વસન્તે નાશ થાવાનો અરે,
યુવા તણાં મીઠાં લખાણો બન્ધ તો પડશે ખરે;
ચંડોળ છે જે કાળ ડાળે મિષ્ટ સ્વરને રેલતું,
હા, ક્યાંથી? ને ફરી ક્યાં ઊડ્યું? છે કોણ એ તે જાણતું?

૭૩

હા પ્રાણ! શકીએ સાધી જો સુમેળ હું તું વિધિ સહે,
સમૂળી દુઃખદ આ વિશ્વઘટના હાથ કરવા સૌ ખરે;
શું તે તણા ચૂરા જ ચૂરા આપણે કરીએ નહીં—
ને હૃદય ઇચ્છે એમ એને ફરી પછી ઘડીએ નહીં?

૭૪

મુજ હૃદયવલ્લભ ચન્દ્રિકા તું ક્ષીણ થવું સમજે નહીં,
આ નભ તણી તો ચન્દ્રિકા તો ઊગશે ફરીને વળી;
અહીંયાં પછી આ બાગમાં મુજ કાજ કેવી ઓ સખિ!
ઊગી અને ખાલી જ મુજને શોધતી રહેશે ફરી.

૭૫

વિખરાઈ પડિયા તારલા તૃણ પર, તહીં મ્હેફિલમાં
થઈને પ્રિયે જાતી હશે તું મસ્ત ડગ ભરતી તહાં;
સંદેશ હર્ષભર્યો લઈ, તું તે જ સ્થાને આવજે,
જ્યાં હું સૂતો ત્યાં આવી, ખાલી જામ ઊંધો વાળજે.

: ૨ :

## ડૂબ્યો ઇશ્કના આબમાં

ડૂબ્યો ઇશ્કના આબમાં, મારો પત્તો નથી;
ફરશો ન ફોગટ શોધમાં, યારો ! પત્તો નથી. ૧

વમળે ચડેલ દિલને કંઈ છે જ ભાન ના;
શું દિન ને શું રાત ત્યાં, યારો ! પત્તો નથી. ૨

ચડનાર હું, રોનાર હું, તેનું ય કો'ને શું;
ચડનારની ખુમારીમાં યારો ! પત્તો નથી. ૩

પડવું ભલું, ચડવું પછી, દિલની જ મોજ એ;
પડનારની મઝા મહીં યારો ! પત્તો નથી. ૪

હરરોજ રહી ચશ્મ ભીનાં ગુલગુલે જુએ;
જોનારની એ જિંદગીનો યારો ! પત્તો નથી. ૫

ડૂબકી થઈ છે ગાઢ, આબમાં અંધાર છે;
દિલચશ્મે ઠરી રોશની એમાં પત્તો નથી. ૬

તળિયે ગયો દરિયા મહીં લાખો જવાહીર જ્યાં;
મુજ એ જવાહીર શોધમાં યારો ! પત્તો નથી. ૭

નવા શોધજો રે દોસ્ત, હવે તો પત્તો નથી;
આશુકની મસ્તી મહીં મારો પત્તો નથી. ૮

: ૩ :

## ઇશારત આંખની કીધી

ઇશારત આંખની કીધી, ખુમારી વસ્લની દીધી,
કટારી શું પછી લીધી? કત્લ કરવાની ખૂબી શી? ૧

નશો જ્યાં ચશ્મમાં ભરિયો, કતલ તો ક્યારનો કરિયો;
કટારી શું કરે તેને, પડ્યો જે ઇશ્કને ફંદે. ૨

કતલ કરવું ગમ્યું શાને, મરેલાને તે શું મારે?
મરેલા ના મરે કો' દી, મરેલો ઇશ્કનો ફંદી. ૩

સનમ પાગલ બની કેવી, પડી ના સૂઝ શું એવી!
મરેલા ના મરે કો' દી, કટારી શું ધરી ખાલી? ૪

સનમ નિગાહ-કટારીની, મરેલે મહેર માની'તી,
રમત એ છો તને ભાવી, સનમ, કાફર ગયો ફાવી. ૫

હજારો આ કટારીમાં, રહો રંગાઈ આ દિલડાં,
ખરી ક્યામત કટારીથી, છુટે કાફર બિમારીથી. ૬

કટારી માહીં ક્યામત છે, કટારી માહીં રહેમત છે;
કટારી ખુદનો રસ્તો કરે ખુલ્લો સદાયે જો. ૭

: ૪ :

## રદ દુનિયા •

તારા ઇશ્ક-આમને ઘૂંટડે વ્હાલી ! મારે દુનિયા રદ થઈ.
દિલનું તિમિર તૂટી ગયું, જંજાળી આંખ ખૂલી ગઈ.

અધરામૃત આશ ઉરે નથી,
નયનામૃત કેરું ય ભાગ્ય નથી,
વ્હાલી ! રાખ એ મંજૂર તું
બરબાદ છું તુજની મહીં-તારા૦

જ્યાં જ્યાં નાખું આંખ હું બાવરી,
જ્યાં જ્યાં જાઉં હું ઊલટે ભર્યો,
સર્વેમાં મચ્યું તુજ ગાન છે,
તુજ નામની નેકી વળી-તારા૦

એલે ચંદ્રિકા સિંધુને ઉરે,
એલે વનલતા આમ્રની સહે,
એલી એલી સૌ પ્રેમાનંદ લહે,
ઉર જાય વહી તુજમાં ગળી-તારા૦

મીઠી લહર જે તુજ આંખથી,
ઝૂકતી રહી બ્રહ્માંડમાં,
સુજ ઉરે એ ઝરણી વહે,
પીએ આતમ તે ગળી ગળી-તારા૦

કરી લે મને, કરી લે સખિ!
તુજનો; હવે ધર ઉરમાં;
કફની ધરી તુજ નામની
ફકીરી ખરી તુજ ઇશ્કની—તારા૦

●

: ૫ :

## હું જાઉં છું.

હું જાઉં છું નિજમાં ભળી ના કોઈ ઉર દુઃખ લાવજો,
અદલાઈ જાતી આ છબી તે કાજ દુઃખિયાં ના થજો. ૧
બુદ્‌બુદ સમા આભાસ સૌ નિજમાં ભળી શાંતિ લીએ,
એ શાંત માર્ગ તણા મુસાફરને ન કો' રોકી શકે. ૨
ઘનરૂપ નવલ નવાં લીએ સંધ્યાસમે ભભકે ભર્યાં
પળમાંહીં પલટાઈ જતાં તેવું જ આ તનનું નકી. ૩
આ સપ્તરંગી આભમાં કેવી તણાતી કાચળી!
ધીમી ધીમી વિલીન થાતી. તેમ મારું પણ નકી. ૪
એ છટા દિલદારની હૈયા પરે પૂરે મજા,
દિલદારમાં જાઉં સમાઈ, ના મને રોકી શકો. ૫
હું હતો, હું ના હતો, હું છું અગર હોઈશ ના,
હું હાં તણાં ફાંફાં જ ફોગટમાં નહિ રોકી શકો. ૬
છેલ્લી સલામો માહરી નાટક તણા તખ્તા પરે,
હું પાઠ ભજવી અવનવા હું-માં ભળું ના રોકશો. ૭

: ૬ :

## સૂનું દિલતખ્ત •

દિલતખ્ત મુજ સૂનું કરી ચાલી જવું ઠીક ના સનમ!
ચખાડી ઇશ્ક, ચડાવી ઊંચે, પછાડવું ઠીક ના સનમ! ૧

જિગર સૂનું આજ મારું, ક્યાં તજી ચાલી પ્રિયે!
નહિ વેદના જીરવી શકે, કહે ક્યાં જઈ ઠરવું,સનમ! ૨

થાળી ટિપાવું શહેરમાં સુણજો તમે સૌ આલમી,
આ નગરમાં લાહ્ય લાગશે, કરી ખાખ આલમને, સનમ! ૩

નાસી છૂટો તો બચો, બાજી રહી મુજ હાથ ના,
પ્રલય ફાટી ઊઠશે, ચાલી જતાં મારી સનમ. ૪

એ બૂજવવા મેઘ મારે, ચશ્મથી રેલી પડે;
આખી જહાં ડૂબી જશે, બચશે ન કો' જાતાં સનમ. ૫

તુજ વસ્લ ના પામ્યો હજુ, તુજ શું હજુ ન ખીલ્યો જરી,
હરદમ રહી તું દૂર, ચાલી જાય એ ઠીક ના સનમ. ૬

નીતિ, ભક્તિ, યોગ–સમાધિ તુજથી હજી શીખ્યો જરી;
પિછાન પામ્યો પ્રેમની– પ્રભુની, ત્યાં તું ત્યાગે સનમ. ૭

તુજ ઇશ્કભાનુ આ તપ્યો, ઉર–શિખરે અંબારથી,
મુજ ગાઢ હિમ ઓગાળતો, ત્યાં મહાય એ ઠીક ના સનમ. ૮

કહે શું કરું, જઈ ક્યાં ઠરું, ઠરવા તણું રહ્યું ઠામ ના;
શરમ ભાસે ખરે આ, તજી જાય એ ઠીક ના સનમ.

●

: ૭ :

## દુનિયા તણી બાજારમાં

દુનિયા તણી બાજારમાં ગુલદાર હૈયું ના મળે;
ખીલે જ્યાં દિલ લ્હેરથી એ ક્યાંય હૈયું ના મળે.

સ્વાર્થની દુકાનમાં ઇર્ષા, અસૂયા, માંડીને
વેચવા ગુજરી મળી ત્યાં હૈયું એવું ક્યાં મળે?

સ્નેહી સર્વે સ્નેહી કે'તા, સ્નેહ શું તે ના કળે;
સ્નેહ અંગે ધૂર્તતા રે હાય! એ અહીંયાં મળે.

શિષ્ય, ગુરુ, માતા, પિતા, બંધુ, ભગિની એ બધાં
સર્વ મનગમતું લહે, નવસ્નેહ તો ક્યાંયે મળે.

પ્રેમમાં સુખ જાણીને મેં હોડમાં મૂક્યું બધું;
જો પ્રેમ મુજને ના મળે, બાકી પછી તો શું રહ્યું?

તું વિના મારું કો' નથી, થાયે નહિ કંઈ તું વિના,
ઉગાર રે ઉગાર વિભુ! આ માર દિલડું ના સહે.

: ૮ :

## વ્હાલીના કદમ

આસ્તે કદમ તું ભરતી ભરતી જ્યાં નિગાહ રે કરતી જા,
જગખૂણે આજારી પડ્યો આ તેની ખબર તું લેતી જા. ૧

રૂમઝૂમ કદમ તો તાહરા મસ્તાનીના હેરતભર્યા,
આ દમામ તારો દાખવે, આ દિલ પરે એ દેતી

આ જુલ્ફ છુટ્ટાં ફરફરે વાયુ સહ પૂરી
જાદુઈ ખુશ્બૂ મહીં મને વીંટાળતી તું

આ ચુનંદાં ચશ્મ તારાં ચાગ ચિત્ત પરે
મીઠી મજા ઇશારતી એ આંખ મુજ પર

તુજ ગૌરમુખ બાતલ કરે ગમગીની
એ મુખની મીઠી મજા આ દર્દીને

આ હોઠ બિંબ સમા તહારા ઊછળે
હૈયું સુણતાં હુલમલે, એ રેલ

આ તે છટાની શી મજા! હું શું
સમૂળાં ફિટાવે દિલદરદ એ તો જરા

બહુ કાળની મજલે પ્રવાસી
સુખ કેરું આ સંભારણું હૈયા પરે

: ૯ :

## ગયેલીને—

ડગલાં દમામદાર દઈ સન્મુખ આવતી,
ઉજ્જ્વળ ઉઘાડું હાસ્ય તું મુખે ઉછાળતી.
એ તે ચંદ્રાનું બિંબ કે એ મુખ તાહરૂં ?
એ તે હતું તવ ભાલ કે સંધ્યાનું શોભતું ? ૧

એ ચાંદલો તે શુક્રતારા હતી તુજ ભાલમાં,
નક્ષત્ર મીન દગ હતાં તે ક્યાં મળે હવાં ?
ગુલાબી આભસુરખિ તું કપોલ છાય જે,
બ્રહ્માંડ રંગથી ભરે, એ ક્યાં હવે મળે ? ૨

ઓ આભ ! પૂછું તેં છુપાવી એ છબીલી છે ?
ક્યાં એ ઉજાળી ઉર બેઠી વ્હાલી મારી છે !
સુગંધ મ્હેકતી વને સ્થળે સ્થળો ભરે,
ન પુષ્પ તો દેખાય, પૂછું ક્યાં સખી સરે ? ૩

આ મેઘ કેરાં ઉર વીંધી સેરડા સરે,
શું જુલ્મ વીંઝંતી સખી આનંદમગ્ન એ ?
નક્ષત્ર બારની ધરેલ માળ કંઠમાં,
મોતી તારલા પ્રસારતા ચમક જ્યાં. ૪

આનંદ ઉરમાં ભરેલ, સ્મિત મુખમાં,
રે ક્યાં મળે એ હંસગતિ માહરી હવાં ?
ઓ પ્રાણ તત્ત્વ ! સત્ત્વ સૌ ! કહો કહાં ગઈ ?
લપાઈ વિશ્વ-ઉરમાં એ વીજળી શમી ? ૫

: ૧૦ :

## ચાળો

આંખલડીને એવો ચાળો શે ગમ્યો ?
    શે ગમિયો એ મોહક વસમો ચાગ જો !
વિણ દોરડીએ તાણી લીધો જીયરો,
    વિણ મદિરાએ પ્રસર્યો કેફ અતાગ જો !—આંખ૦

તે શું, હું શું, હો' શું, કાંઈ રહ્યું નથી;
    નથી રહ્યું કંઈ મારું તારું મન જો !
સૌ સ્થળમાં એ મીઠી વાગે વાંસળી,
    ઝરમર વસે ઉરમાં શીળો ઘન જો !—આંખ૦

પરંપરાનો તે તો દહાડો છે ઠર્યો,
    તે પળ તો થઈ અનંતયુગની સાત જો !
રસળસ હૈયે નીગળતા મીઠા રસો,
    ઝળહળ અવિચળ રમતું હવે પ્રભાત જો—આંખ૦

વસમું લાગે તો યે તે મીઠું બહુ,
    કડવું તો યે અમૃતનો ભંડાર જો !
એ સુખડું પળ એક જ છે ઝાંખી ગયું,
    એ ઉર ત્યારથી ઠરિયું પ્રેમાગાર જો—આંખ૦

ક્યાં છે, કેમ ગયું, એ કળ તો ના પડે,
    ગયું અને આ વહ[illegible] '-સુખ જો,'
પાકા રંગો ઉરમાં ભૂં[illegible]
    નવ વીસરાતાં ભ[illegible]

અલિહારી એ મુખની ક્યાં યે ના વસે,
  ઊઠે ન ક્યાં યે એ મધુર મુખનું ગાન જો!
હૈયાના મેળો તો એના એ જ છે,
  પણ વિયોગે ઊઠે અવળી તાન જો!—આંખ૦

એ ચાળામાં છો તલવારો ઊછળે,
  એ ચાળે છો વસિયલ કાળા નાગ જો!
છો એ ચાળે ખાતલ તો ભવથી થવું,
  પ્રભુ! એ ચાળાનો દેજે અનુરાગ જો!—આંખ૦



: ૧૧ :

એ અણુસારે

એ અણુસારે આ ઉર ઘાયલ છે થયું
  એ રસનો વરસાવ્યો ઘા પર સાવ જો,
દુનિયાનું ડોળણુ તો ક્યાંનું ક્યાં ગયું,
  ઉરમાં છાયા શા શા ગેબી ભાવ જો—એ૦

ઘડીમાં રમતું ઉર આ નભમાં વિહરે,
  ઘડીમાં ઉદધિ-છોળે દોડી ન્હાય જો;
ઘડી વાયુને ભેટે લે'તું લ્હેરખાં,
  કોયલડી શું મત્ત ઘડીમાં ગાય જો—એ૦

છલબલ છેટે પૂર્ણ શશીને હેતથી,
    ચાંદલિયા શું રમતું કેલિ-કલ્લોલ જો;
મીઠી મનહર નભથી મેઘઝર્ણું ઝરે,
    રમતું તેમાં મેઘધનુ અધગોળ જો—એ૦

રંગાતું વ્હાલીડું એ ધનુરંગમાં,
    નૌતમ નગની ટોચે ગાણાં ગાય જો;
હરિયાળી બલિહારી વનવન પાથરે,
    તેમાં બેઠું ફૂલ સમું હરણાય જો—એ૦

એક અમીપલકારે આ સૌ છે થયું,
    ભૂલાણા છે કપરા ભવના ભાવ જો;
નિશદિન મંગળ ચોઘડિયાં વાગ્યાં કરે,
    અનહદ મોજે ચડતું મારૂં નાવ જો—એ૦

ઝણુણી રે'છે વીણા નિશદિન જોમથી,
    એના સૂરે જાગે કૈં રસતાન જો!
એ અણુસારે આહા! શુંનું શું થયું,
    એ અણુસારે નાઠું ભવનું ભાન જો—એ૦

એ અણુસારે ઘાયલ છો થાતો રહું,
    એ અણુસારે જગમાં છો નિંદાઉં જો;
એ અણુસારાને પળપળ ઝંખી રહું,
    કર જોડી હું એટલી ભિક્ષા મ્હાઉં જો—એ૦

: ૧૨ :

## સમર્પણ •

ઉગાર કે તું માર, મને તારી લગની લાગી છે.
છૂટી દુનિયાની દરકાર, મને તારી લગની લાગી છે.

નામ–નશો તુજ આકરો મેં કીધો છે અખત્યાર;
લે વા ના લે તુજ ગોદે, પણ પાછું તુજથી પાર–૨

ભમી ભમી ધરતી હું થાક્યો, જોયા વસમા દેશ;
સેવા કીધી વિધ વિધ, રાખી હૈયે હોંશ હમેશ–૨

તરછોડતા મા હે પ્રેમસાગર ! થાશે આ ઉરની હાણ;
ના મુજ કોઈ, ન તું ય, પછી કોના પર મુજ મંડાણ–૨

અધમોદ્ધારક નામ તાહરું સાર્યું ઉર આરપાર;
રટણ તારું મમ શ્વાસેશ્વાસે, આ કફન ધર્યો શણગાર–૨

અધ દરિયો આ કારમો વ્હાલા ! લોઢ ઉછળતા વ્યોમ;
વસમી કરાડ્યું ઊતરે પાતાળે, ના દેખું રવિ કે સોમ–

આમાં તું પાખે ન કોઈ મારું, નાવ મારું એક તું જ;
નાવિક તું, છો-તું જ સુકાન, તું સઢ રે સઘળું તું જ–

: ૧૩ :

## સનમ વિણ .

અમારી મસ્ત દુનિયામાં સનમ વિણ સર્વ લૂખું છે;
શુકે ગુલઝારમાં બુલબુલ વિનાનું સર્વ લૂખું છે.

ઉડાડે હાથ ચોપાસે બની-મસ્તાન આ દરિયો,
રહી માશુક આસ્માને, જિગરમાં સર્વ લૂખું છે.

પવન આ વનવને ધસતો- વમોયો - આ બધે ફરતો,
વિના દિલભર સુગંધીના જિગરમાં સર્વ લૂખું છે.

ઘડીભર ઊજળું જળતું ઘડીભર આંધળું થાતું,
અહા! એ ચાંદની વિના બધું આસ્માન લૂખું છે.

હવામાં ગંધ મહકાવી વસંતે શી મઝા છેડી,
વિના એ એક કોયલડી વનેવન સાવ લૂખું છે.

મઝાની માછલી સરતી હીંચોળે હંસલી હસતી;
પ્રીતાળુ પોયણી વિના અરે! કાસાર લૂખું છે.

ભલે મધમાખ ગણગણતી કમળને રીઝવી મરતી
ભ્રમરને વસ્લમાં લીધા વિના ઉર સાવ લૂખું છે.

પરાયાં તો ઘણાં મળતાં, હજી યે તે બહુ મળશે;
સનમને દિલ સહે ભીડ્યા વિના જીવિત લૂખું છે.

## : ૧૪ :

## મનમોજી મરજીવા

અમે મનમોજી મરજીવા  અમે એ નાવથી તરશું;
અમારી તો ખરી શ્રદ્ધા  અમે એ શોધમાં મરશું.

ભલે દરિયો બહુ ઊંડો  અમારાં મોતી સંતાડે;
દઈ ડૂબકી જઈ ઊંડે,  અમે એ નીરમાં તરશું.

ચડે છે દોરી પર નટવો,  જિગરમાં તાન લાગી છે;
તમારે શી વળી નિસ્બત,  અમે એ શોધમાં મરશું.

ચડ્યો શૂળી પરે મન્સુર  પુકારી ઇશ્કનાં ગાણાં,
અમારી એ ખુમારી છે  અમે એ શોધમાં મરશું.

ભલે મસ્છો, ભલે ફસ્છો  અમારા રાહમાં આડા,
અમે તો ઇશ્ક પોકારી  અમે એ શોધમાં મરશું.

નથી પરવા, નથી કિંમત  તમારી  બાદશાહીની,
અમારી શહેનશાહત એ  એ મોતી–શોધમાં મરશું.

જહાં  ડેરા  લૂટારુઓ !  અમે તમને નથી ગમતા;
અમારું ત્યાં રહ્યું કિસ્મત  અમે એ શોધમાં મરશું.

તજી દો બાદશાહી એ,  ફરી દો તાજના ચૂરા;
પછી પોકારશે દિલ કે  અમે એ શોધમાં મરશું.

: ૧૫ :

## આજિજી

તુજ ઇશ્કને દરબાર બંદા એકને જ શું છૂટ ના?
ઉછળી-રહ્યો તુજ જામ જ્યાં મુજને જ પીવા છૂટ ના?

અધરામૃત આશ જરી ય નથી,
દગદગ મળે પળેક કદી,
રહ્યુ ભાગ્ય એવડું છે હજી
વ્હાલી! એવડી ય શુ છૂટ ના?—તુજ૦

તુજ ગાન મીઠું શીદ તેં
મદનું ભર્યું પાયું મને?
પાયું, પછી તરછોડતાં
તુજને દિલે કંઈ થાય ના?—તુજ૦

બેસી દૂર હું નીરખું તને,
ન રુચે બીજું કંઈ નેત્રને,
તું જુએ ભલે ન જુએ મને,
તસુ ઠામની શુ કરે મના?—તુજ૦

અમીનું ઝરણુ તુજ ઉરથી,
ઝરતું તું તે શું ન જાણતી?
થાઉ દૂર ત્યાં જ જળી મરું,
અયિ મહેરણા! દૂર કાઢ ના—તુજ૦

: ૧૬ :

## એ ના ખબર

પ્રેમમાં આવું હશે એ ના ખબર,
રોજ રિબાવું પડે એ ના ખબર.
ચશ્મની આવી ખુમારી ના ખબર,
હાય! જીવ લેનારી એની ના ખબર. ૧

ગાલ પર સુરખી ગુલાબી ના ખબર,
આવી દિલ દળનારી એની ના ખબર.
મીઠડાં સખુનો મજાનાં ના ખબર,
રીબી રીબી બાળનારાં ના ખબર. ૨

કોમળાંગી ઉર તણી તો ના ખબર,
વજ્ર સમ એ ભેદનારી ના ખબર.
જે દી મળિયાં તે દિવસની ના ખબર,
રોજ રોવાનું પછી તો ના ખબર. ૩

શું ઝુલેખા, લયલા કેરી ના ખબર,
શું શીરિન, આવી કસોટી ના ખબર.
ઇશ્કના એ ઘૂંટડાની ના ખબર,
મારું કરશે આમ એવી ના ખબર. ૪

ઇશ્કના બાજારમાં શું ના ખબર,
સોદો મોઘો હોય એની ના ખબર.
દુનિયાના ખોફની પણ ના ખબર,
બાળી દિલડાં રોજ નાખે ના ખબર. ૫

ઇશ્કનું મોજું ફગોળે ના ખબર,
વ્હાલુ મધદરિયે જ બોળે ના ખબર.
આ બધાંની છો રહી'તી ના ખબર,
ઇશ્ક-અમૃત-પ્રેમ, પ્રભુ! પાડી ખબર. ૬

●

## : ૧૭ :

## પ્રેમની પ્યાલી ભરી

પ્રેમની પ્યાલી ભરી તું કયાં ગઈ?
ઇશ્કની મિજલસ સૂની, તું કયાં ગઈ?
દિલનો રંગ લગાવી રે તું કયાં ગઈ?
લાહ્ય ઊંડી જગાવી વ્હાલી કયાં ગઈ?

કયાં ઠરું એ દેવી દિલની, કયાં ગઈ?
કયાં ઝુકાવું ઉર, છોડી કયાં ગઈ?
સાંભરે તે દિવસ તુજને કયાં ગઈ?
ચંદ્રિકાની લહેર જામી, કયાં ગઈ?

મીઠડું તુજ ગાન છોડી કયાં ગઈ?
ઘેરતું ઉદ્યાન, દેવી! કયાં ગઈ?
રેલ મીઠી આંખ, મીઠી કયાં ગઈ?
ધોઈ રહેતી દિલ મારું, કયાં ગઈ?

સાંભરે છે તે દિને તું ક્યાં ગઈ?
ઝુલ્ફ તારાં ફરફરે, તું ક્યાં ગઈ?
એક પરવા દિલ તણી, તું ક્યાં ગઈ?
હીંડતું તુજ સાથ જે તું ક્યાં ગઈ?

મળશું પેલે પાર છો ચાલી ગઈ,
પ્રેમસાગરને કિનારે છો ગઈ,
દિલ કરી બેહાલ ઈશ પાસે ગઈ,
આવું આ હું પાસ, વ્હાલી! છો ગઈ.

●

: ૧૮ :

## હસતી–રમતી

હસતી–રમતી આવે વ્હાલી લહેરાતી, ઊભરાતી;
અંગ મરોડે, હૃદયે હીસે, અમલ અક્ષિ વિકસાતી.

ઉર શું ઉર ધરતી, રસરસ ભરતી, રામા રંગ જમાવે;
વનની વેલી, કુસુમભરેલી, અલકલટે ઝુલાવે.

મરી નર્તન્તી, કૂદતી ફરતી, બાહુલતા વિકસંતી;
મધુર સુવાસે, મસ્ત સુખે, એ પ્રેમગાન ગુંજંતી.

: ૧૯ :

## લૂખી આલમે

આ સખ્ત લૂખી આલમે દિલને દિલ જડતું નથી,
બહુ વીનવું હું મોતને, મંજૂર તે કરતું નથી.

નિત સોચવું, રડવું, મુંઝાવું એકલાં આલમ મહીં,
બર આશ એક ન આવતી, વેરાનમાં જાતી વહી.

ભભુકા ઉછાળે ઉર એ ક્યાં એકલું રિબાઈને;
એ આગને બૂઝાવવા ઉપાય ના મારી કને.

મુજ દિલ દોડે ક્યાં ય, ને આ દેહ કરતી કાંઈ છે,
નવ.-કોઈનું કો' માનતું, ઉર એકલું બળતું રહે.

ઓ દિલ ! તું રમતું હતું, હજી વાર ના ઝાઝી થઈ,
સહુ સોખતી વીંટી વળ્યા'તા લહેરમાં રેલી પડી.

સહુ સાથીઓ એ ક્યાં ગયા ? તે ક્યાં ગઈ ઊજળી રતિ ?
દિલ ભૂર સમ પાગલ અરે ફરતું ફરે ફટકી અહીં.

: ૨૦ :

## પ્રેમકળી

પ્રેમકળી ઉરમાં ઊગી, ક્યહાં એ વિરાજે
ક્યહાં જઇ વિરાજે, ઘેલી રમે ક્યાં ઉલ્લાસે રે—પ્રે૦

અનહદ લ્હેરે એની ભભક તો ઊછળતી,
જગત બધાને ભરતી સુવાસે રે—પ્રે૦

રસની તો રેલ એની ઘડી ઘડી ચાલે
થનનાવી મૂકે આ ઠામે ઠામે રે—પ્રે૦

નથી એને મળતું એતું, ઊભી એ સુકાયે;
સહૃદય માળી કિંમત એની તો જાણે રે—પ્રે૦

ભભક એ ફૂં કે છોને, જગત આ તો છે સૂકું,
સર્વ ફૂલડાં સરખાં ગણી અવમાને રે—પ્રે૦

નથી પૂરું ખાતર મળતું, રક્ષણ પણ ના પૂરું,
ઊગીને એ બધે આપમેળે રે—પ્રે૦

હવે ના સહેશે એ વિના માળી રૂડો;
ઉરનાં રસનીર એને સીંચે રે—પ્રે૦

મળે તો તો સારું, નહિ તો ઊભી એ સુકાયે,
પછી તો જગત ભલે બહુ પસ્તાશે રે—પ્રે૦

: ૨૧ :

## હૃદયઉછાળો

રે ઉર તણી વાતો બધી રે'છે હૃદયમાં ધમધમી,
પણ એક પળ ના આવતી ભૂલાવવા દિલની ગમી;
અફસોસ ! સાથે વકરીને સળગી ઉઠતી હોય છે,
વિયોગ કેરી ધમણથી મુજ દેહ આજ ધમાય છે. ૧

જોયું ન તેની સામને, દૃષ્ટિ ન મીઠી મેં કરી,
વરસી રહ્યો વિષસાવ આજે ચીરતા ઉરને ભરી;
હું જાણતો, તુજ શું પ્રિયે ! સુખ, માહરું દિલ ખેંચતું,
હું જાણતો, તુજ માંય મુજ આ જીવન સુખનું રેલતું. ૨

જાણ્યે છતે ય અણુજે મેં બુજ તાહરી ઉર ના ધરી,
જાણ્યે છતે મેં હુલાવી તુજ ઉર કટારી ઝેરની;
એ સર્વ સજિયું વાલિડી ! નીચ માનવીથી ડરી જ મેં,
એ સર્વ ગ્રહિયું મન વિના મેં અધમ પથ અવલંબીને. ૩

હું શું કરું પ્રાશ્ચિત ? શું કરવા થકી પીડ આટલે,
બળવું સદા ઝૂરતે ઉરે, પાશ્ચિત એ મુજ પાસ છે;
જઈ શું કરું કાશીમથુરા, આદિ આદિ ક્ષેત્રમાં,
કો'માં નથી તાકાત શમવે ઉરજ્વાળા બાપડાં. ૪

પાર્થિવ પાપ કર્યાં નથી કે હોય પાશ્ચિત માહરું,
પણ ઉરપાપ તણું જ પ્રાશ્ચિત ઉરમાં હો આકરું;
મુજ હૃદરસે ચમેલડી પાળી ન પોષી નેમથી,
ઝૂલતી હતી સ્વચ્છંદની મુજ પાસ એ આનંદથી. ૫

ઠરતું નથી, ફટકયું ફરે ઉર બાવરું આ બાપડું,
રે મૃગ સમું એ ત્રાસતું, શિકારી-શરથી કંપતું;
સંસારથી બળતો, હું જળતો, સ્વજન ગોતું પાંશરો,
પણ સ્વજનથી સળગ્યો, ન ઠરવા એક મારે આશરો. ૬

આ કયાં જઈ ઉકેલવું પુસ્તક નવું ઉરતંત્રનું,
રે કયાં જઈ હું મેળવું રસસ્રાવ એ વરસાવતું;
રે'શે સદા બાંધ્યું અરે પુસ્તક મહારા ઉરનું,
ના કોઈ એ ઉકેલશે, ઉર ચાંપશે તુજ સમ ખરું. ૭

સહરા સમા અગ્નિભર્યા આ જગતમાં લીલું, ખરું,
તવ ઉર સમું ઝરણું અરે! પણ અલ્પકાળ તણું ઠર્યું;
બેઠો જરા, શાંતિ મળી, શીત પવન પામ્યો ઝરણમાં,
પણ હાય! ભાગ્યફૂટયો પથિક! હું ઊપડ્યો તજી ઘડીકમાં. ૮

કયાંથી મળે ઝરણાંભર્યો એ દ્વીપ આ ભડકા મહીં,
હું અંધ થઇને ચાલિયો, દૈવે દીધો છોડી કરી;
ઝૂરું ઉરે, દાઝું ઉરે, ધીખું ઉરે હું ધમધમ્યો;
ના એક બાર છે આશ, ઓ ઈશ! સામું ઘડીક જો. ૯

હે મને એ દિલ મારું મેં ગુમાવ્યું મૂરખે,
બોલો પવન! નભ! તારલા! એ ઉર મારું કયાં મળે?
મળશે ફરી તો ના તજું, હું ના ડરું જગજીભથી,
ખુલ્લી થઈ મુજ આંખડી, રે હૃદયની અંધી ટળી. ૧૦

: ૨૨ :

## મૌન ધારણ કરતી વ્હાલીને—

લધી આશા ધીમે હૃદયપટથી જો! સરી જતી,
નિરાશા હા! આજે સરસ સ્થળ માંહે ઉભરતી.
જતું નિહાળી આ, હૃદય તણી રોપે પ્રજળતું,
ઉરે શું શું થાયે, કયમ કરી અરે છીરવી શકું? ૧

વિલાસોમાં રેલ્યાં ઉમર એટલી બાલ્યવયથી,
સખિ! કો' દી જૂદું નવ ગણ્યું હતું ઉર ઉરથી.
મળે નેને નેનાં અકથ રસ કેવા ઝવી જતા,
અહા મુખે મીઠી ભભક લઈ આવો ભભકતા! ૨

ધસી, ચાંપી હૈશું, ઘડી ભર ન જો દર્શન થતું,
સખિ! હૈયે હૈયે, વિરલ સુખ ત્યાં છાઈ જ જતું.
કદી સંભારે કે તુજ ભુવનમાં મધ્ય રજની
મીઠા ચિત્રાલાપે હૃદય વહતામાં વહી જતી? ૩

હતાં તે દી આ શું શરમ, ભય, સંકોચ લગીરે,
હતું શું તે ટાણે હૃદય ઝૂરશે આમ સહીને?
હતી જો કે વ્હાલી! તુજ હૃદયમાં આવી ભિરુતા,
અરે શાથી આજે કયમ ઊભરી આવી [illegible]ના? ૪

મ્હાતી આ ચંદા ઘડીક મહીં સ્નેહે રમી રહે,<br>
પ્રસારી આ બાહુ ઉદધિઉરની ઊર્મિ ઉછળે;<br>
વળી જો આ લ્હેરી સમીર તણી વ્હાલી વનવને<br>
રમે છે ઉલ્લાસે ઘડીક, થઇ મંદી પ્રિય સહેઃ ૬

નથી એને હૈયે કદીય સ્ફુરતું એમ લગીરે<br>
"અરે ના ના રહેવું પ્રિય હૃદય સાથે કદી હવે;<br>
થયાં આજે એવાં, જગત અવળું કાંઈ વદશે,"<br>
સખિ! ત્યારે તો આ જિગર જિગરે છો ભળી રહે. ૭

ઘણાં બોલી થાક્યાં અખિલ વનનાં વૃક્ષ સઘળાં,<br>
"લતા પેલી કેવી નફ્ટ સહકારે જઈ ચડી."<br>
છતાં એ તો પામે લગીર પણ ના ક્ષોભ હૃદયે,<br>
સખિ! વ્હાલી! તારું હૃદય ક્યમ આવું બની રહે? ૮

સદા સુખી રે'જે, કદીક સ્મરજે, તો અતિ ઘણું;<br>
રહ્યું એમાં આપણા જીવન તણું સાર્થક્ય સુજનું.<br>
મળ્યું સૌ, મેં તો છે વલખી વલખી ઉર ધરિયું,<br>
મળ્યું દેવી રૂડું પ્રભુપદ મને પ્રેમભરિયું. ૯

: ૨૩ :

## જતી–ને *

જરા તીરછી તું તારી આંખ લગાવી વહી જા,
મને વેચાણુ તારો તું કરી વ્હાલી! વહી જા—જરા૦

ઉછાળે ચંદ્રિકા શી રંગરંગો દરિયા તણી જો!
અરે, આ ઠેકતા ખૂન ઉપરે રેલી વહી જા—જરા૦

ઉરે આસમાન કેવા રંગ ઉમટતું મજાના!
ઉરે મુજ રંગ નાજુક તુજ જમાવીને વહી જા—જરા૦

જમીં ને આસમાને આ રમાતી રાસલીલા
મને એ લીલામાં શામિલ બનાવીને વહી જા—જરા૦

ગુલે બુલબુલ લેટે ભાન ભૂલી કંટકોનું,
જહાંના કંટકો કાપી સનમ! સુખે વહી જા—જરા૦

કમળ ભીડે છે હૈયે ભૃંગને સાષ્ટાંગ જો ને,
મને ચે ઇશ્કના જામે ડુબાવીને વહી જા—જરા૦

નશો દે પાઈ એવો હોય હૈયે એક 'તું હી તું'
મટે હું-છું-પણું આ એ સબક પઢવી વહી જા—જરા૦

જરા તીરછી તું તારી આંખ લગાવી વહી જા,
અને વેચાણુ તારો તું કરી, વ્હાલી! વહી જા.

## : ૨૪ :

## સખી

સખિ હો ! તારાં ભિન્ન સ્વરૂપ.

માયામાં મોહાંધ બની હું, થઈ ન શક્યો અનુરૂપ,–સખિ !

પળપળમાં તું હસતીરમતી, પળમાં ચંડીરૂપ–સખિ !

પળમાં તો મલકંત મુખડે, નયનો ઊભરે અનુપ–સખિ !

ઘડી ગર્જન્તી, ઘડી ઝળકંતી, શાંત ઘડી તું સ્વરૂપ–સખિ !

ઘડીમાં સર્વ વિસારી દઈ તું, કપોલ ધરતી સુખરૂપ–સખિ !

હૃદયે હૃદય મિલાવી ઘડીમાં, ભવદુઃખ કરતી દૂર–સખિ !

કેમ ભુલાયે, કેમ સ્હેવાયે, તું વિણુ આ ભવધૂપ–સખિ !

સર્વવ્યાપી છો, સર્વજ્ઞ છો, પણ નથી તું એ રૂપ–સખિ !

તુંરૂપ વિણુ ઈન્ચ્યું લૂણું આ, ડૂબી મરું ભવકૂપ–સખિ !

: ૨૫ :

## ઉર થરપે નહિ મારું

કયાં ચે ઉર થરપે નહિ મારું,
પ્રભુ! હું તે કેમ જિગર ઠારું—કયાં ચે૦

ઘડી ઘડી ઊભરી કોકિલા ટહુકે, હૃદય પાથરતી રસાળું;
આ અહીંયાં સ્ફુરી વેલ રૂપાળી, મહકી સુગંધ ઉર વ્હેણું
—કયાં ચે૦

મંદ ગતિ કરી સમીર રમે આ વેલી સુમન સહ કેવું,
ઝરમર ઝરમર ઝવી રહે છે વાદલડી ઉર લોળું
—કયાં ચે૦

ફર ફર ફર ગતિ વાયુ રમે આ એકલ વળી મગી ટોળાં;
કૂજે કોકિલ ઘડી ઘડી ઊઠટે, અધિક અધિક રૂપાળું
—કયાં ચે૦

મ્હોર, કળી, ફૂલ, સ્નિગ્ધ વેલ, તરુ, વ્હેન વહે મદવાળું;
ચાંદની, વાદળી, સૌરભ, સખી સહે નદીનું આ શું ગાણું
—કયાં ચે૦

આ સહુ ફિક્કાં ફિક્કાં વહે છે, તુજ વિણ કળ નવ ભાળું;
ઓ સખિ! ઓ સખિ! હૃદયને દે રસ, ઉર ન થરપે મારું
—કયાં ચે૦

: ૨૬ :

## વીર હાકલ

ઊઠ આળસ તજી, કેમ સૂતો હજી,
માતની લાજ લૂંટાય ત્યારે ?
સપુતને હોય ના જંપી રે'વું જરા,
યુદ્ધ-પડકાર સુણાય જ્યારે. ૧

ક્ષેત્ર ખૂંદી રહ્યાં બાંધવો તાહરા,
સામલો જો મચ્યો મોટમૂલો;
ધન્ય અવસર મળ્યો માતના ઋણને
ફેડવા, તું રખે હોય ભૂલ્યો. ૨

જો પણે શંખને ભેરી નાદી રહ્યાં
બંધુ ઘૂમે રણે સર્વ આજે,
સાધુ, સંન્યાસી, સૈનિકવર મોહને
વ્યૂહ-રચના રચી યજ્ઞ કાજે. ૩

ઓજ ને ખાન, પંડિત યુવાન આ,
પ્રથમ હલ્લે ખડા મોખરે જો !
હાક-પડકાર જો વીરના ગાજતા,
તું અરે આળસુ આમ સૂતો ? ૪

તોપ-તલવાર ના, વૈરહિંસા નહિ,
શસ્ત્ર નવલાં ધરી ધાવું યુદ્ધે;
સન્મુખે ઘાવ લેવા સમી છાતીએ
આંખ કરવી નહિ લાલ ક્રોધે. ૫

છો અરિ તોપબંદૂક છોડ્યા કરે,
છો નભે આગ વિમાન છોડે;
આગળે આગળે કદમ કૂચ આગળે
મર્દને તો સદા હોય હોડે. ૬

યુદ્ધમાં ખપશું તો મોંઘી મુક્તિ મળે,
લાજ લાખેણી જગજીસ ગાશે;
જય થતાં બાંધવો અન્નવસ્ત્રો મળ્યે
જીવનનું સુખ લેતાં જ થાશે. ૭

કોટિ પાંત્રીશ સંતાન મા હિંદના,
તોય બ્રિટાનિયા ગર્વઘેલી!
ઠોકરે મારતી આપણી લાજને
આજ ચકચૂર એ છે બનેલી. ૮

શરમ છે, શરમ છે કોટિ પાંત્રીશને
જો જનેતા 'મરે સુખ વીલે;
યુદ્ધમાં ધમધમો, આજ મળિયો સમો;
વીર! ધાવું નહિ પાય ઢીલે. ૯

કેસરી સાડીમાં વીર વીરાંગના
રણ ચડી હોય શું ચંડીદેવી!
આપી પડકાર જાલિમને ધ્રૂજવે,
હોંશ એને ઉરે આજ કેવી! ૧૦

ઊઠ રે ઊઠ ભડવીર ! આળસ તજી,
યુદ્ધના નાદ રણક્ષેત્ર રંગે;
આજ અવસર મહા મોંઘમૂલો મળ્યો
કેમ માણૂ સૂતો નીંદ સંગે ? ૧૧

વીજના વાત છો તોપ વીંઝી રહે,
કૂચ હો આગળે આ અનેરી;
આગળે આગળે, કદમ ભરવા સદા
છો ઝડીઓ પડે મોત કેરી. ૧૨

●

: ૨૭ :

## અસ્વસ્થ ઉર

ગમતું નથી મુજને રે સંસાર તો ખારો દીસે,
કળ ના કંઈ પડતી રે શી પ્યાસ આ હૈયા વિશે !

સ્નેહ-સ્વપન પળપળ કૈં આવે, આવે એવાં જાયે,
મૂંઝાતાં, દૃષ્ટિથી ખસતાં, કાળજ કોરી ખાયે—ગ૦

પ્રતીતિ હવે નહિ રહેતી કો'ની, જે આવે તે તેવાં રે,
સત્ય હોય તો પણ શંકાથી મન પડતું વમળોમાં—ગ૦

આમ થતું કાં ? કારણ આનું ? શું મુજમાં કંઈ એવું રે,
જેથી સઘળાં ભડકી ભાગે, શું મુજ દિલડું મેલું રે—ગ૦

: ૨૮ : •

## સોરઠી સરદારની વિદાય

જય હો જય હો તારો રણધીર,
મારો સિધાવે સોરઠિયો વીર.

કાર્યકુશળતા કૃષ્ણની સાધી,
દયારામનો દંડ ઉપાડી,
બુદ્ધ – મહાવીર સમ ગાજી—મારો૦

પેરણ સુદામાનું પહેરી,
નૃસિંહની ભક્તિ લલકારી;
સા બ ર મ તી શ ણ ગા રી—મારો૦

શેત્રુંજય ગિરનાર નિહાળે,
દયા, ભક્તિ ને પ્રેમ તું પાળે;
તું કો'નું હૈયું ના બાળે—મારો૦

તેં સમશેર સત્યની કીધી,
ઢાલ અહિંસા કેરી લીધી,
સેના પશુઓ કેરી બીધી—મારો૦

જ્યાં જા ત્યાં જયકાર જ તારો,
દેવમહર્ષિ શા ઉદ્દગારો;
સાચો રાષ્ટ્ર તણો ફુટકારો—મારો૦

ધન્ય ભૂમિ સૌરાષ્ટ્ર તને છે,
સાધુવીર મોહન જન્મી જે
તુજ કૂખને દીપાવી રહે એ—મારો•

કલિના કુટિલ પ્રહાર, જગત અંધાપે આંજતા;
રામ સમો તું કુઠાર, છેદો સત્ય ઘાયે કરી.



: ૨૯ :

## હાલરડાં

[૧]

સૂઈ જા, સૂઈ મારા મોંઘેરા વીર,
તુંને દેખી મારે હૈડે ધીર;
હાથથી ગયું ફરી કરશે હાથ,
વસમા વેરી સાથે ભીડી બાથ.

બાપનાં ઊંડાં લેશે વેર,
ખોયલ લોં પાછી આણશે ઘેર.
સૂઈ જા બાપુ! હજી તારે છે વાર,
રણમાં ખેલવા ખાંડાની ધાર.

સિંહનાં તે તો સિંહ જ થાય,
એ નહિ કોઈની શેહે દબાય.
વાવડો આ મર ઝપટું કરે,
ના મુજ બાપલો એથી ડરે.

મરને કડાકા આભે થાય,
નૈં મુજ વીર જરા ગભરાય.
સૂઈ જા, સૂઈ મારા કેસરી વીર,
હરખે ઝૂલાવે જનેતા ધીર.

[૨]

ભાઈ મારો છે તરવારિયો,
મલક બધો મારા ભાઈનો બિયો.
ભાઈ તો હાથમાં બરછી ધરે,
વેરીને સામો ઊછળી ઘા કરે.

ભાઈ મારો તો ચડશે ઘોડે,
વાંસે ટોળી ભાઈબંધુની દોડે.
મારતે ઘોડે ભાઈ રણમાં ધસે,
ઊભી માતાનાં કાળજ હસે.

માથે નવઘરું ને કેડે કટાર,
હાથમાં ભાલું, ભાઈ ઘોડે ટટાર;
ઝીણલી મૂછની ફરકે દોર,
મરકંતું મો, રૂડો અંગમરોડ;

ન્યાળી ન્યાળી માનાં કાળજ હસે,
એની છબી ના હૈડેથી ખસે.
હમણાં તું ભાઈ! સૂઈ જા, સૂઈ,
ઓરા ઓરા આવે દી તુજ, ભાઈ!

વીરની મા હાલાંવાલાં કરે,
સામી જોતી જોતી વાતું કરે.

[ ૩ ]

મરને શિયાળવાં લાળિયું કરે,
વાઘ ભલેને રાને ઘૂરકી મરે.
રુવાંટું તોય ન ફરકે, વીર!
જોતાં તુંને માને હૈડે ધીર.

તું કરશે વેરી પાંથરા,
તું ધ્રૂજવશે ઓધી ધરા,
ભરશે ભાલો તારો આકાશ,
હરશે તું વેરીના હૈયાની આશ.

તેગ તારી નૈં મ્યાને રહે,
માર માર કરતી માથાં લહે.
ગાંડા ઘોડા પર ગાંડો અસવાર,
કોણ ઝીલે એ બરછીની ધાર?

વાઘફાળ કો મેંગળ ઝીલે,
જોઈ બાપલો, કાળજ ખીલે.

સૂઈ જા, સૂઈ, મારા રણના રાજા!
છે હજી આગળ કામા ઝાઝા.

[૪]

નીંદરડી કર રે નીંદરડી કર,
હમણાં તો વાલમા! નીંદરડી કર.
તારા બાપુ છે ગરમાં ગયા,
માણકી પર છે સ્વાર જ થયા.

આવશે મારણુ મોંઘેરા કરી,
લાવશે લૂંટ્યું એ દૂરની ખરી.
ચારણ, માગણ, ભાટ ને ભટા
લાડુ આરોગશે, પામશે મતા.

ઘોળશે અમલુ શેરશેર રોજ,
રાત દી ઊડશે ખમણી મોજ.
બેસશે ઠાકોર ખ ણી ઠ ણી,
બક્ષિસું દેશે સૌને ઘણી.

ભાઈબંધુને ઘોબા ભરી
પાશે અમલ હોંશે કરી.
ડાયરાની મધ્ય તુંને, ભા! લે
ચપટીના તાલથી રમતું કહી,

તુંને રીઝવશે તારા બાપ!
આવશે કાલ સવારે આપ.

નીંદરડી કર રે નીંદરડી કર,
હમણાં તો વાલમા! નીંદરડી કર.

[૫]

હાલાંવાલાં મારા વ્હાલા કરું,
તાણુતી દોરડી હું તો ફરું.
ઘોડાળે ઘોડલાં હાવળ્ય કરે,
ઝપટું પુચ્છની સમસમ સરે.

આવી ઘોડલાં ઊભાં અહીં,
ઠોકતાં દાબડા પગના લે.
ઘીની નાળ્યું એને પાવી, ભાઈ!
તારા બાપને એ લાવ્યાં આંઈ.

વાળુ-વેળા તારા બાપુને થઈ,
સૂઈ જા વીર! એને પીરસું જઈ.
ખીલીએ ઢાલ છે એણે ધરી,
કટારી કેડેથી અળગી કરી.

બરછી ઊભી ટેકવી આંઈ,
આ તરવાર પણ ટાંગી ત્યાંય.
છોડી ભેટ એ આવે, ભાઈ!
વાળુ એને કરાવું જઈ.

હાથપગ, મુખ આ ધોઈ કરી,
તારા બાપુ બાઈ! ઊભા જરી.

દૂરથી આવ્યા મજલું કરી,
પીરસી વાળુ આવું વળી.

ઠર ના ખોટી, થાકયાપાકયા એ,
લખિ દીએ આજ આવ્યા એ.
હાલાંવાલાં સૂઈ જાને વીર,
તને જોતાં ટાઢાં છે ઉરહીર.

[૬]

વનમાં સાદુળો ત્રાડું દીએ,
સાંભળી વીર મારો તો ઊછળે.
પગના પછાડા ઝપટે દીએ,
ખોયામાં પાનિયું ભેરવી દીએ.

ઊછળે વીર ઘોડિયાની માંય,
સાદુળા સામા હોકારા થાય.
પેલો પ્રાને ત્યાં ધ્રૂજવે,
વીર મારો ઘરને ગાંડું કરે.

પેલાની ફાળ વનવનમાં થાય,
વીર મારો ઠેકે ઘરમાંય.
સાંઢડા, પાડારેડા બધા
ત્રાસતા ત્રાડ સૂણુંતાં આ.

પેલાની ફાળમાં આવતા સૌ,
વીરની ફાળમાં વેરીઠા બો.

આવશે વેરીડા અપટમાં આ,
બાલસાદુળો મુજ ખેલશે જ્યાં.
હમણાં તું સૂઈ જા, વ્હાલા વીર!
તને જોઈ જોઈ અમ હૈડે ધીર.

[ ૭ ]

નાનુડો ખારવો મોટો વીર,
બાપની જેવી એને હૈયે ધીર.
વાણે જાવા એનું અંગ ઊછળે,
પગ પછાડી એ તો સુખે ન સૂવે.

તારે કરવા ભાઈ! દરિયા શું ખેલ,
પાર કરવી ભાઈ! મોટી રેલ.
તારાં પોઢણાં પા ણી–પ વ ન,
તારાં તો ઓઢણાં ઊંચું ગગન.

ઘર તારું આ પેલું પડાવ,
તારું તો રાજ છે તારું નાવ.
સફર કરી મારો ભાઈ આવશે,
નવેદ ધરીને ભાઈ માને રીઝવશે.

દરિયાપીરને ,, નાળિયેર ધરી,
દૂખણાં લઈશ ભાઈ! હું તો ખરી.
હમણાં તું સૂઈ જા, નાના ટંડેલ,
આગળ કરવા છ તારે ઝાઝા ખેલ.

: ૩૦ :

## નાનકડો ખારવો

નાનકો ખારવો વ્હાણે ગયો,
ડાળશે દરિયો ફૂરનો ધણો.
ઊછળે લોઢ ને ખારવો હસે,
કૂવે ચઢી, સઢ સંકેલી ખસે.

છોને મગરમચ્છ ઝપટું દીએ,
વ્હાણુને ટંડેલ બચવી લીએ.
હડુડે દરિયો તોફાને ચડ્યો,
હડુડે ડુંઘલો વ્હાણમાં પડ્યો.

જેમ જેમ વ્હાણુ ઉછાળે ચડે,
ડુંઘો ગડડે ને ગોટા વળે.
છોને પવન પછાડા ખાય,
નાનો ટંડેલ મારો કરે ન 'હાય!'

તારો બાપુ પણ એવો હતો,
વસમી વાટે તો માથું મૂકતો.
એણે કર્યો છે જળમાં વાસ,
ઊછળ્યું'તું તોફાન આપી ત્રાસ.

એનો તું દીકરો, મારા બાપ!
રામની રખ્યા તને આપોઆપ.
વળાવી માત ટંડેલની ફરે,
નાનકો ખારવો વ્હાણે ચડે.

: ૩૧ :

## પુત્ર ગૌતમનું અવસાન

મુજ પુષ્પ તો મહેકી ઘડી, હતું ના હતું, અપટાઈ ગયું;
મીઠું પંખીડું સૂર ફેંકીને, પળમાં પ્રયાણુ કરી રહ્યું.

જે રક્ત મમ નસમાં વહે, આ હૃદય ધીકતું ધમધમે,
નહિ કામ આવે આ સમે, એ જતો ના રોકાય રે–મુજ.

સુગંધભરી મુજ ઝૂંપડી આ લ્હેર થી ઉછાળતી,
ગીતો મીઠાં ઉરમાં મળ્યા, મીઠું થયું'તું જીવવું–મુજ.

પાળ્યો તને, પોષ્યો તને, કરઝૂલણે ઝુલવ્યો તને,
લાચાર આજ ઊભાં અમે, હૈયે ધરી ચાંપ્યો તને–મુજ.

કર ફેરવ્યા તેં મમ મુખે, વળગ્યો અરે મારે ગળે,
કર જોડી કૈં સૂચવ્યું જતે, મમ ઉર થકી એ ના ખસે–મુજ.

આ હાથથી પંપાળિયો, આ હાથ અમૃતથી ઠર્યો,
હૈયાસને હુતાશમાં હોમ્યો તને હાથે જ આ–મુજ.

બંધુ ગયા જે વાટમાં, વ્હાલા પિતા પણ જ્યાં પળ્યા,
તેં એ જ લીધો માર્ગ, જોજે વાટ તું મારી ત્યહાં–મુજ.

વ્હાલા ! જોજે વાટ અમરપુરીને આંગણે,
ઉરના સૌ ઉચાટ ગૌતમ ! ગરવા ત્યાં ટળે.

: ૩૨ :

## અવસાન—બાળકનું

રે તે થયું નવલ પુષ્પ વિલુપ્ત વ્હાલું,
બોલ્યું ન હા ! મુખથી વેણુ જરાય કાલું.
કોઈ સમાધિ મહીં લીન મુનિ સમું એ
જોઈ રહી નયન મીંચી ગયું-ગયું તે. ૧

કેવા ગ્રહો સહુ હતા અનુકૂળ એના !
આપી અનેક ઊંચી આશ શી આવીને હ્યાં !
એ આશ તો ગઈ, ગયું કુસુમે મજાનું,
વ્હાલું હસ્યું ન, નવ કાંઈ રડ્યું બિચારું. ૨

મારે ઉરે બહુ હતું રમવા સહે તે,
એને ઉછંગ લઈ ગીત સુણાવવાને.
બેસાડી પીઠ પર અશ્વ થવાની યે તો
મોટી મુરાદ હતી, હાય ! ભૂંસાઈ એ તો. ૩

તેના સહોદર સહે કરતાલી પાડી
સંતાઈ 'હાઉ' કરી હાસ્યભર્યો ઉપાડી,
એને ચૂમી મૃદુલ એક ધરી કપોલે,
જે હોંશ અંતર હતી, ગઈ આજ તો એ. ૪

એ ઘોલકી-ઘર રચે, મહેમાન ત્યાં હું,
એ અશ્વપાળ, બનું અશ્વ જ એ તણો હું.
એ થાય ભૂપ, બનીએ સહુ સેવકો, ને
એનાં મીઠાં અમીભર્યાં સહુ વેણ ઝીલે. ૫

હોવી શી. હોંશ કર ઝૂલવી તું ઉપાડી
ઘેરાઈ બાંધવ થકી પળવું, મજાથી.
દેખાડવાં કુસુમવૃક્ષ સુવેલ ફૂલી
સુણાવવાં કુજિત પક્ષી કરે અંકોળી. ૬

હું ચે જઈશ તહીં, શાશ્વત ના અહીં હું,
આ તો જરી ભવમહીં રહ્યું લેટવાનું.
ત્યાં છે ભૂમિ અમર, શાશ્વત ત્યાં જ તે છે,
તે ભેટશે જ મુજને તહીં તાતદ્વારે. ૭

છો ત્યાં રહ્યું કુસુમ શાશ્વત સૌખ્ય માણે,
ઇચ્છું હવે નહિ અહીં મુજ આંગણે એ.
ઈચ્છું ન કે અશુભ શ્વાસ અહીં લહે એ,
જે તાતના વિમલ અંતરશ્વાસ લે છે. ૮

સંદેશ એ લઈ ગયું મુજ દૂર દેશે.
રીઝાવશે તહીં રહ્યુ પ્રભુને હું કાજે,
મારા સહોદર, પિતા સહુ એ રહેશે,
ત્યાં રાખશે જરૂર આસન મુજ માટે. ૯

ને વાર ના બહુ હવે પળવા તહીં તો,
હું ત્યાં જઈ જરૂર ભેટીશ વ્હાલીડાને
ત્યાં જામશે ફરીથી મંડળી એ અમારી,
ત્યાં રેલશે ઉર અખંડ શું ઉર ઠારી! ૧૦

છો ત્યાં ખીલે કુસુમ તાતનું તાતપાદે,
છો ત્યાં રમે હ્રદય તાતનું તાતહૈયે.

ઇચ્છું ન હ્યાં અધમ ભાગ્ય મહીં જ એને,
સંતુષ્ટ છું, જરૂર એ પિતુપાદ સેવે. ૧૧

●

: ૩૩ :

## એક ચિત્ર

જુઓ, દેખો તો જરી, ત્યાં શી જમાવટ જામી છે!
ઇશ્કની મિજલસ મળી ત્યાં રંગબેરંગ પ્રસારીને.

મજનું દે ભરી જામ લયલા દિલ ઉછાળે ઝીલતી,
વસ્લબાજીમાં રમાડી આ ગુલગુલે રસ ચૂસતી.

આ સુરો મધુરા વહે ત્યાં દિલદિલે ગુંજી રહે,
ફરહાદ ને શીરિન આ તો ઇશ્ક – શરાબે ઓળતી.

ચશ્મચશ્મે મહેર વહે છે લહેર ઊભરે દિલની,
આ જુલેખા જો રમાડે યૂસુફને મોજે ચડી.

આ બધે જો ઠામઠામે પ્રેમની વહેતી નદી,
પ્રેમીઓ તરબોળ બુઝાવે પિપાસા ઉર તણી.

તાત બેસી તખ્ત ઊંચે ઊભરે આનંદમાં,
શી મઝા એને ઉરે નિહાળતાં નિજ બાળુડાં.

પૂર પ્રેમનું ઉછળે આ તાત–પાદ ધુએ રસે,
શી ખૂબી! રે શા તરંગો! જો જરા આ તો પ્રિયે!

: ૩૪ :

## અશ્રુ

સ્મૃતિ રમ્ય અલૌકિક જાગતી જે,
રસપાનની આશ ઉછાળતી તે.
નવ કાંઈ મનોરથ છેક સરે,
ઉર ગંડું બની ધખતું જ રહે. ૧

અહ ! જિંદગીના સહુ ભાવ રૂડા,
બદલાઈ જતા વહતા વહતા;
અહીં મેઘધનુ હળવે હળવે,
ગળતું ગળતું નવ કાંઈ રહે. ૨

નીરખે નયનો ન ઉલાજ જરા,
અફસોસ, વીલાં થઈ મંદ થતાં;
અહીં પોયણી મંદ થઈ ઢળતી,
શશી અસ્ત થયો, ઉર આશ જતી. ૩

અહીં એ જ હશે, અહીં એ મળશે,
હમણાં–ઉર આશ અહીં ફળશે,
ઉર એમ ગણી જ નિરાશ થતું,
ધુંધવાઈ રહે જ્યમ ધૂમ્રભર્યું. ૪

પણ ત્યાં ય પ્રભુ ઉર રક્ષી લીએ,
અહ ! અક્ષિ તણા રસસ્રાવ વહે.
પ્રભુ ! એમ જ અશ્રુ સુકાવીશ ના,
પ્રભુ ! પ્રેમ રહું રહું માગી હવાં. ૫

રડતાં રડતાં પ્રિય તે મળશે,
મૃદુ અશ્રુ સીંચ્યે ઉર તે ફળશે.
ફળશે જ અને ન કદી તજશે,
પ્રભુ! એ રસપૂર જ મોક્ષ ખરે. ૬

●

## : ૩૫ :

## એક મિત્રને આશ્વાસન

પડે પીઠ પર માર, સહેવામાં સુખ છે બહુ:
હાર્યે વસમું દુઃખ, ભવસાગરની રીત એ.

સખા! વ્હાલા! આજે હૃદય મમ બાળે કંઈ નવું,
ઠરે અંગો મારાં વિકળ સઘળાં શોકથી ભર્યાં.
ભવાણુ હૈયાને લગીર નવ આશ્વાસન મળે,
વમોર્યું તે નાસે હરણ સમ ત્રાસે અહીંતહીં.

હશે આ ટાણે તો તુજ હૃદયના ભાવ વસમા,
સુંઝાવું ના વ્હાલા! જીગર મમ ઓ તું રસિકડા!
ભવાબ્ધિમાં નૌકા ચડી ચડી સહે માર વસમા,
અરું સોનું જોને નિત સહી રહે તાપ નવલા.
દિપાવે તે અંતે નૃપવર તણા સુમુકુટને.

"લીઓ કુંતે! કાંઈ વર" પ્રભુ હસી એમ વદિયા,
"પ્રભુ! આપો દુઃખો", સતિમુખ થકી વાણુ નીતરી.
"ન ચૂકાયે નીતિ, હૃદય નવ ચૂકે ફરજને,
કસોટી આંકે છે વિભુ મનુજ કેરા હૃદયની."

ક્યહાં નીતિ, ભક્તિ તુજ હૃદયમાંહીં વસી રહી!
ક્યહાં પાપી કર્મો અધમ જનને ઉચ્ચ જ લીએ!
ભલે હાર્યો બાજી, અધમ જન છો ફાવી જ ગયા,
સખા! એવા સાથે તુજ તણું ન છાજે મિલન આ.



: ૩૬ : •

## સ્વર્ગ તજતી ધ્રુવ

[ શિખરિણી ]

ન ધારેલો કો' દી મરણ થકી ભૂરો પણ અરે
થયો ઘા આ કારી, તજું સ્વરગ! આજે ક્યમ તને?
તજું શું હું મારી જનમભૂમિ, કેડી પ્રિય અતિ,
વળી છાયા શિળી તરુ તણી વહે જે લળી લળી! ૧

ફરે જ્યાં ઉલ્લાસે વિકસી ઉર દેવો અહીંતહીં,
અરે! જ્યાં મેં બાંધી અહરનિશ આશા સુખ તણી.
દુઃખી જો કે તો યે અચળ ઉર શાંતિ ગ્રહી ફરે,
હતી આશા આંહીં મરણદિન એવો અમ થશે. ૨

અરે પુષ્પો વ્હાલાં! નવ વિકસશો અન્ય સ્થળમાં,
પ્રભાતે હું વ્હેલી તમ સમીપ આવું હરખમાં.
વળી સંધ્યાકાળે વિરહ તમ હું ના સહી શકી,
વળું મોડી મોડી તમ નજીકથી આશની ભરી. ૩

ઉછેર્યાં આ હાથે, પ્રથમ કળીથી આજ દી સુધી,
વળી પાડ્યાં નામો, અરર, તજું હૈયે પ્રજળતી.
તપે જ્યારે ભાનુ, જતન તમ કો'થી થઈ શકે?
કહો કો' ઉછેરી અમીઝરણનું પાન ધરશે? ૪

લતા-કુંજો વ્હાલી, અહીં લગન રૂડું થઈ રહ્યું;
ખીલેલા પુષ્પોમાં કુજન મૃદુ જ્યાં છે વહી રહ્યું;
દિપાવી મેં પોતે, મધુર વળી વાસે ભભકતી
ઠરે આંખો જોતાં, અહહ, તજું એ શે રસભરી! ૫

ફરું શું હું છોડી અધમ જગમાં આ સરવને,
રહ્યાં છે જ્યાં ઘેરી કજળ, જડતા ઘોર જ બધે?
શી રીતે આ પ્રાણો અમ ટકી શકે ઝેરની મહીં,
ટક્યા છે જે નિત્યે અમરફળ ભક્ષી અહીં વસી? ૬

: ૩૭ :

## દશ વર્ષે ફરી જોયેલું ઝરણુ

અહહ ઝરણાં ! શી આ લીલા અનુપમ ભાસતી,
હૃદય રસ તું આપે વ્હાલા ! અતિ અતિ ઊભરી.
શીતળ રસથી ઠારે કેવું ઊંડાં ઉરઘાવને,
નિજ હૃદયને લેપે લેપે સીંચે મૃદુ ભાવનેઃ ૧

દસ વરસની તારી ખૂબી નવાં રૂપ ધારતી,
દિન દિન વધી ઊંડા રૂડા રસે રહી ફાલતી.
હતું સ્વરૂપ તો તે વેળાનું ભર્યું દિલ, ભાલુડાં !
કંઈ કંઈ થઈ નાચી-રાચી, હસી, રમતું સદા. ૨

સમય સરતો ચાલી જતાં, કંઈ વરસો વહ્યાં,
હરખી હરખી પાછું પાસું હર્યું તવ આજ આ;
ગભીર વહને વહેતું કેવું જરા મલકી રહી,
અગણુ ઉરમાં ચિત્રો પોષે, રહે રસને ધરી. ૩

તગ તગ થતાં તારા, ચંદા, ઉષા, નિશ, વાદળી,
અવનવલ કૈં રંગે સાંજે જતાં તુજમાં ભળી;
સરવ રસિયાં કેવાં ખેલે કૂદો ઉર છોડતાં,
ચનગન થઈ આ વિદ્યુત પણે લપતી તુંમાં. ૪

અહહ નમણાં તારાં કેવાં ઉરે સહ સર્વ આ
રસિક બનતાં આજે પેખું અહીં નવ ભાવમાં.
ખગ, વનચરો, ઓણાં મોટાં દ્રુમો, તૃણુ, કંટકો,
મનુજ, પશુઓ, સિંહો, વ્યાઘ્રો, પીતાં તુજને અહો ! ૫

સરવ સરખાં તારે હૈયે સુધા તુજની લહી,
સરવ વીસરે પાપી ભાવો સુધા તુજ તે મહીં.
કંઈ શીખવજે વ્હાલાં તારું લહું ઉર તે લહે,
નિત નિત વધી કાળું મારું દીપે ઉર જે હવે. ૬

સરવ સુજનું પામી કાંઈ રમે અતિ હર્ષમાં,
નવીન નમણાં તારા ભાવો રહો મુજ ઉરમાં;
નમન તુજને છે આ મારા ખરા દિલના સખા,
જગત મહીં હું જાઉં પાછો લહી તુજની સુધા. ૭

કંઈ ગજવજે સૂરો રૂડા જગે તિમિરે ભર્યા,
સુણી સુણી રહું હું સંસારે, ન હારું હામ ત્યાં.
તુજ સમ વહો મારું હૈયું સદા નવ રંગમાં,
તુજ સમ વહો મારું હૈયું રૂડા સમભાવમાં. ૮

: ૩૮ :

## વિકલ હૃદય

શુ ખોયું મુજને કળ ન પડે,
કશુંક ખોવાયું મારું ખરે.

એ નયનો, એ હાસ્ય મહીં, શાં શાં માધુર્ય ઝવે,
નયન મહીંથી ઘડી ઘડી શી રસની રેલ દ્રવે—શું૦

કંઈક ઉછાળા ઉરે ભરાતા, મુજને એ કંપાવે,
હૈયે એવું કંઈક ગુમાવ્યું, ક્યાં યે ચેન ન આવે.—શું૦

ઘડીક દિલમાં સ્વપનાં જાગે, હૈયું ભભક ભરે;
પળમાં પાછી અગન ઊમટતી, ખાળી ખાખ કરે.—શું૦

આજ અટૂલું અંતર રડતું, કંઈ ના સૂઝ પડે;
ભાવિ હશે શું ? કામણ શું શું ? એકલ ઉર રડે.—શું૦

: ૩૯ :

## ક્ષોભ

હૃદય ! તું શાને ક્ષોભ ધરે ?
મંદ પવન આ શીતલ પ્રસરે, સ્થળ સ્થળ શાંતિ ભરે–હૃદય૦

આ મહી ઝૂકી જો ફૂલવેલી, ફૂલડાં હાસ્ય ઝરે;
વનમાં ભિતરે મનહર કૂજન ડાળે ડાળે સરે–હૃદય૦

આજ બધા સંતાપ વિસારી જો આ ઝરણ ઝરે;
વિટપે વિટપે, પર્ણે પર્ણે શી મૃદુતા વિલસે ! –હૃદય૦

નિર્મલ મીઠા કલરવ કરતી સરિતાથી ઉર ઠરે;
જોને શોક ન, ના ઉત્સુકતા, કેવી શાંત સરે ! –હૃદય૦

આજ ભળી જા કુદરત સંગે, શાના ભાર ભરે ?
તારું ગયું કંઈ, કંઈ ખોવાયું, એમાં તું પ્રજળે ? –હૃદય૦

: ૪૦ :

## બતાવી ઇશ્કનો રસ્તો

બતાવી ઇશ્કનો રસ્તો, ગુરુ, સાથી, બની દિલબર;
બિયાબાંમાં હવે છાંડી, અધર રાખી કયડાં જાઓ ?

અને કીધો તમે ગમખ્વાર, ગમીમાંથી વળી હુંશિયાર;
રમાડી તે પછી ખૂબ વાર, ઝુરાવી આમ કાં જાઓ ?

દીધા મદમસ્ત જે પ્યાલા, પીધા તે પ્રેમથી સૌ મેં,
નશામાં છેક ડૂબાવી, હવે છાંડી કયડાં જાઓ ?

નથી કો'ની કરી પરવા, મથ્યો તારી નજર હરવા,
ચહ્યું પ્રેમે જિગર ભરવા, હવે દિલબર કયડાં જાઓ ?

તૂટે હૈયું, વફાદારી અમારી ખૂનમાં વહે છે;
ધૂઓ પગ લાલ એ રેલે, પછી દિલ ચ્હાય ત્યાં જાઓ.

હતી ઉરમાં ઘણી આશા, કે શમશે સર્વ પિપાસા;
તમે તો આગ વરસાવી, ઝુરાવી આમ કાં જાઓ ?

: ૪૧ :

## ફકીરી

ફકીરી કીધી અખત્યાર, હવે તો નામ પરે તારા,
નથી દુનિયાની દરકાર, હવે તો નામ પરે તારા.

પાગલ કહેશો, મુરખ કહેશો, કરશો દુનિયા પાર,
એનામાં મુજ મનડું ચોંટયું, નવ છૂટે ઇતબાર—હવે૰

જિગર ખૂણી જિગરની સમજે, થાઓ શીદ ખુવાર?
પ્રેમહલક બીજાં શું જાણે, ખેલવું ખાંડાની ધાર.—હવે૰

લયલા કેરી પ્યાસ નિહાળો, મજનુના ઉરભાર;
નાહિંમતનું કામ નહિ ત્યાં, શા શા સહેવા માર!—હવે૰

થતી કસોટી બહુ આકરી, કષ્ટ તણો ના પાર,
સર્વ વટાવ્યે શિખર મળે જ્યાં વરસે અમૃતધાર.—હવે૰

વરસી રહે પર્જન્ય હૃદયથી ને ઓલાય અંગાર,
ત્યારે તનના તાપ ટળે ને સાચો થાય ઉદ્ધાર.—હવે૰

જિગર ચડયું છે આજ ઝપાટે એને નહિ વતાવો;
થવું હશે તે થાશે એનું, પોતે આપ સંભાળો.—હવે૰

: ૪૨ :

# પ્રેમફકીર

અમે તો પ્રેમફકીરો એ દુનિયા દીધી ફગાવ,
અમે તો મસ્ત પીધો છે ઇશ્ક ઉછળતો જામ.

હૈયામાં લહરો ઉભરાતી, નયન મદીં ચમકાર;
રંગે રંગ ઉછાળી ચાલે ભાવો નવીન અપાર—દુનિયા૦

સમજાવે શું ડાહ્યાં અમને આવીને આ વાર,
આ શરાબની વાતો જુદી, ડાહ્યાં નવ પામે પાર—દુનિયા૦

રાખો એ ડહાપણ તમ પાસે, અમને ના અભિલાષ;
આશ ઉરની એક જ અમને, જુદી એની સુવાસ—દુનિયા૦

હૈયાં હૈયાંથી બંધાયાં, ગાંઠ પડી સુખકારી;
તમથી શાને ના સહેવાતી આ સુખરેલ અમારી.—દુનિયા૦

તમે સહેને એમ જ ગ્રહ્યો અંધ માર્ગ પકડીને;
કામદ એ તમ પંથ નીવડશે પસ્તાશો પેટ ભરીને—દુનિયા૦

